શ્રી
જીવનમણિ
ટ્રસ્ટ
સંસ્કારિત

# વિવિધ પૂજાસંગ્રહ

ભાગ ૧ થી ૯



પ્રકાશક :

જશવંતલાલ ગિરધરલાલ
દોશીવાડાની પોળ
અમદાવાદ

સસ્કરણ સાતમું ]  કિંમત ૬-૦૦  [ વિ સ ૨૦૨૬

સ્વરૂપે દીસે સાવદ્ય,
અનુબંધે પૂજા નિરબંધ.

## અમૃતના ઘૂંટડા

**અ**મૃતના પિપાસુ રાજહંસોને અમૃતની
ાપ્તિ માટે ભક્તિમાર્ગ જેવો સરલ ને સહજ-
ાધ્ય માર્ગ બીજો કોઈ નથી: એમાંય ગીત-
ૃત્ય ને સંગીતભર્યું પૂજા જેવું પ્રબલ છતાં
ુકર ને સુખસાધ્ય અન્ય સાધન જવલ્લે જ
ડે એવું છે.

આ ચંચળ યુગમાં નિવૃત્તિની નદીઓમાં
રવું સહજ નથી: ધાંધાટિયા જમાનામાં ધ્યાન
ધારણાના ડુંગરા ચડવા દોહ્યલા બન્યા છે.
ક્રિયા અને તપ એકલમાર્ગી બન્યાં છે: આજના
ાનવીને ગળથૂથીમાં જ કીર્તિ ને કાંચનની
ભૂખ મળી છે, અને જ્યારે વિષયને વેગળા
રવા એ ખાંડાની ધાર પર ચાલવા જેવું કઠિન
બન્યું છે: એવે ટાણે ભક્તિ–ઉત્સવનો આ રંગ
ખરેખર જીવન–વધામણાં જેવો બની રહે છે.

પંચમ કાળે જિનબિંબ ને જિનાગમ ધર્મ-
નાં મુખ્ય અવલંબન બન્યાં છે: અને જિનપ્રતિમા-
ને જ્યારે જિનસરીખી કહી છે: ત્યારે પૂજા એ
ખરેખર હૃદયનો ધર્મવૈભવ બની રહે છે.

પૂજાના ગીતાર્થ રચયિતાઓએ જિન-
ચરિત્ર ને જિનાગમોનો સકલ સાર પૂજા-
ઓની ગીતિરીતિમાં સહજ રીતે ભરી દીધો છે:
જેથી સ્ત્રી, બાળક કે સામાન્ય ભણેલ જન-
સમાજને એ અમૃત રસનું પાન ખૂબ સુગમ
બને.





આ પૂજાઓ ભવરોગીને નિર્દોષ કાષ્ટ–ઔષધિની જેમ ગુણકારી બને છે કર્મોદયે ગુણકારી ન બને તો અવગુણ તો કરતી જ નથી

આપણે એટલુ યાદ રાખવુ જોઈએ કે આધ્યાત્મિક પાયા પર જ ભારતવર્ષનુ જીવન ગઠિત થયુ છે સાદાઈ, સરળતા, સમાનતા ને ત્યાગ–ધર્મના એ ચાર પાયા છે દેવમદિરો, ધર્મમદિરો ને જ્ઞાનમદિરો તો આ ચારના પ્રતીક હોવા ઘટે.

છીછરી મોટાઈ, નિરર્થક આડબરો, ખોટા દેખાવો, ઉદ્ભટ વેશભુષાઓ ને સાસારિક આલાપપ્રલાપો આ પ્રસંગે સર્વથા વર્જ્ય ગણવા જોઈએ. આત્મા મલ્લ છે, મન પ્રતિમલ્લ છે મનની મોટાઈ કરતા આત્મિક મોટાઈ તરફ આ પ્રસગે ચિત્ત રાખવામા આવે તો પૂજાની રીતિ ને નીતિ બને જરૂર હૃદયને સ્પર્શ્યા વગર રહે નહિ, અને સહજ-ભાવે કલ્યાણમાર્ગ સાપડી રહે

પૂજામા વપરાતા પદાર્થોની સખ્યા કે શોભા તરફ વિશેષ લક્ષ આપવા કરતા, ગીતાર્થ મુનિઓએ એ પ્રત્યેક વસ્તુને જેના પ્રતીક તરીકે રજૂ કરી છે એ પ્રતીકોને સ્મરણ કરવા ઘટે જેમકે કેસરપૂજા એ કેવલજ્ઞાનનુ પ્રતીક છે ફળથી મોક્ષફળની યાદ લાવવાની છે ધૂપથી ભવતાપ્રિણી ત્યાગવૈભવભરી દીક્ષાની કલ્પના કરવાની છે, ને નૈવેદ્યથી અણાહારી પદની અતરઝખના સાકાર કરવાની છે

જળ એ અતાગ ભવસાગરનું પ્રતીક છે: ને સ્વસ્તિક એ દેવ, મનુષ્ય, તિર્યંચ ને નારકી—ચાર ગતિનું ચિહ્ન છે.

અક્ષતથી એ ચિંતવવાનું છે કે ફરી ભવબીજ ન પાંગરે તેવો અક્ષત—અણનમ પ્રયત્ન કરવાનો છે.

સંસારમાં ભૂલ કેટલી સ્વાભાવિક છે: ને કેટલાંક પાપ કેવાં સહજ છે, એ સર્વની અનુભૂતિની ઘટના છે. એ સર્વ અપરાધો ને દોષોને દૂર કરવા માટે પૂજા-પ્રતિક્રમણ વગેરે ચિત્તશુદ્ધિના પ્રયોગો છે! ક્ષમાપના એ એનું અમૃત છે.



પૂજા—ભાવનાની સફળતા ચિત્તશુદ્ધિમાં છે, નહિ તો એ વ્યર્થ આડંબર બની રહે. કદાચ શુદ્ધિ ઓછીવત્તી થાય તોય પૂજા—પઠન તો અત્તરિયાની દુકાને જવા જેવો ઘાટ છે. ત્યાં માલ વહોરાય તો સારું, નહિ તો ગંધ તો મળવાની જ છે! ફળની પ્રાપ્તિ કર્મ પર પણ અવલંબિત હોય છે: છતાં સાચદિલના સાધકને વહેલીમોડી પણ સિદ્ધિ વર્યા વગર રહેતી નથી, એ સુનિશ્ચિત છે.

ભક્તિમાર્ગનો વેગવંત પ્રવાહ અસ્તિત્વમાં આવ્યો અગિયારમી સદીમાં. ક્યાં જન્મ્યો, કોણે જન્માવ્યો, એ પ્રશ્નો આજે નિરર્થક છે. સમસ્ત ભારત એ માર્ગનું પુણ્યપ્રવાસી બની ગયું. એમાં જૈનોએ રાસ—રાસાઓ વગેરે સાથે આ પૂજાગીતિની રચના દ્વારા અગ્રગણ્ય ભાગ ભજવ્યો: ને એણે ગુજરાતી પદ્ય સાહિત્યને ઘડવામાં કેટલો મોટો ફાળો



આપ્યો, તે આજના ભાષાશાસ્ત્રીઓ માટે નિર્ણીત કરવાનો વિષય છે

આપણે એવા રચયિતાઓના કેટલાક પુણ્યનામો અત્રે સ્મરીને તેઓને વ દન કરવા જોઈએ જેમા પ ડિત શ્રી વીરવિજયજી, ઉપા૦ સકલચ દ્રજી, પ. ઉત્તમવિજયજી, પ રૂપવિજયજી, પ પદ્મવિજયજી, શ્રી જ્ઞાન વિમલસૂરિ, શ્રી દેવચ દ્રજી, શ્રીવિજયલક્ષ્મી સૂરિ, શ્રીમદ્ યશોવિજયજી, શ્રી દીપ વિજયજી, શ્રી આત્મારામજી, શ્રી માણેક સિંહસૂરિ, શ્રી બુદ્ધિસાગરસૂરિ, પં શ્રી ક્ષમાલાભજી, શ્રી મેઘરાજ મુનિ, શ્રી ધર્મ ચ દ્રજી, ને આધુનિક ગીતિકારોના નામો પણ ભૂલ્યા ભુલાય તેમ નથી।

મારા પૂજ્ય પિતાશ્રી (સ્વ મણિલાલ ઉગરચ દ શાહ)ને પૂજા તરફ અત્ય ત અનુરાગ હતો ને પૂજાપ્રસ ગ તેઓને માટે લગ્નપ્રસ ગ જેવો ઉલ્લાસપ્રેરક હતો તેઓ શ્રીનુ અહી સ સ્મરણ કરી, એ દેહઉપકારી ના નિમિત્તે ભવઉપકારક પૂજાઓ સહુ સમક્ષ રજૂ કરી કૃતાર્થ થાઉ છુ

આ પુસ્તકના રૂપર ગમા મારા મિત્ર શ્રી જયભિખ્ખુનો મોટો હિસ્સો છે, તેની નોધ લઉ છું ને માસ્તર શ્રી જશવ તલાલ શાહે પોતાનો પ્રયત્ન હોવા છતા આ શ્રેય મને આપ્યુ, તે તેમની આત્મીયતા દાખવે છે

બાલાભાઈ મણિલાલ શાહ
શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ
ઢીકાભાઈની વાડી સામે, દિલ્હી દરવાજા-બહાર
અમદાવાદ

# અનુક્રમણિકા

ભાગ ૧લો. સ્નાત્ર પૂજાઓ





મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ : ઘીકાંટા, અમદાવાદ

श्री शङ्खेश्वर पार्श्वनाथाय नम ।

# શ્રી વિવિધ પૂજા-સંગ્રહ

પૂજાસંગ્રહ ભાગ પહેલો :-

## સ્નાત્રપૂજાઓ.

[ શ્રી પચ કલ્યાણકાદિક કોઈ પણ પૂજા ભણાવવાની હોય ત્યારે તે પૂજા ભણાવવાનુ શરૂ કરતા પહેલાં સ્નાત્રપૂજા ભણાવવાનો વિધિ છે તેથી, તેમજ એકલી સ્નાત્રપૂજા પણ ભણાવી શકાય છે તેથી, વિવિધ પૂજા સગ્રહના પહેલા ભાગમા 'સ્નાત્ર પૂજાઓ'નો સગ્રહ આપવામા આવ્યો છે.

## સ્નાત્રપૂજાનો વિધિ.

પોતાના હૃદયની ભાવશુદ્ધિ તથા સ્નાનાદિકથી દ્રવ્યશુદ્ધિ કરીને પોતાના ભાલે કેસરનુ તિલક કરીને

૧ ઉપર ચદરવો બાધેલો હોય એવી જગ્યાએ ભૂમિ શુદ્ધિ કરીને, ત્રણ ગઢોની કલ્પનાથી ત્રણ સુંદર બાજોઠ પધરાવવા, અને તેના ઉપર સિહાસન પધરાવવુ

૨ પછી, સૌથી નીચેના બાજોઠ ઉપર વચમા કુમકુમ-કેસરનો સાથિયો ( સ્વસ્તિક ) કરી, એ સાથિયા ઉપર અક્ષત-ચોખા પૂરીને તેના ઉપર શ્રીફળ પધરાવવુ

૩. પછી, તે સાથિયાની સન્મુખ, બીજા ચાર સાથિયા કુંકુમ-કેસરના કરવા. આ ચાર સાથિયાઓ ઉપર નાડાછડી બાંધેલા અને પંચામૃત (દૂધ, દહીં, ઘી, પાણી અને સાકરનું મિશ્રણ)થી ભરેલા ચાર કળશો પધરાવવા.

૪. પછી, સિંહાસનના મધ્ય ભાગમાં કેસરનો સાથિયો કરી, તે સાથિયા ઉપર અક્ષત પૂરીને, તેના ઉપર રૂપાનાણું મૂકવું અને તે પછી સાથિયા ઉપર ત્રણ નવકાર ગણીને ધાતુના પરિકરવાળા (પંચતીર્થી) પ્રતિમાજી પધરાવવા,

૫. પછી, તે પ્રતિમાજીની આગળ કેસરનો બીજો સાથિયો કરી રૂપાનાણું મૂકી તે ઉપર શ્રી સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પછી, પ્રતિમાજીની જમણી બાજૂએ, પ્રતિમાજીની નાસિકા સુધી ઊંચો ઘીનો દીપક પધરાવવો અને પ્રતિમાજીની ડાબી બાજૂએ ધૂપ ગોઠવવો.

૭. પછી, બે સ્નાત્રિયાઓએ પોતાના હાથને કાંડે નાડાછડી બાંધવી. તે પછી સ્નાત્રિયાઓએ પંચામૃતથી ભરેલો કળશ બે હાથમાં લઈ, ત્રણ નવકાર ગણીને પ્રભુજીને તથા શ્રી સિદ્ધચક્રજીને પ્રક્ષાલ કરવો. (અધિક સ્નાત્રિયાઓ પણ ઉભા રહી શકે છે. કેટલીક પૂજાઓમાં અમુક સંખ્યામાં સ્નાત્રિયાઓ ઊભા રાખવાનો વિધિ છે.)

૮. પછી, પ્રતિમાજીને અને શ્રી સિદ્ધચક્રજીને કેસરપોથો વાળાકુંચી કરીને પાણીના પ્રક્ષાલ કરી. ત્રણ અંગલૂંછણાં કરી ચંદન કેસરથી પૂજા કરવી.

૯. પછી, સ્નાત્રિયાઓએ પોતાના હાથ ધૂપીને, પોતાના જમણા હાથની હથેલીમાં કેસરનો ચાંલ્લો કરવો.

૧૦ પછી, જેટલા સ્નાત્રિયાઓ હોય તેટલા કેસર, ચોખા અને પુષ્પના મિશ્રણરૂપ કુસુમાંજલિના થાળ તૈયાર કરવા કે જેથી જ્યા કુસુમાંજલિ લઈને ઉભા રહેવાનુ હોય, ત્યા સ્નાત્રિયાઓ કુસુમાંજલિનો થાળ લઈને ઉભા રહી શકે

## ઇતિ શ્રી સ્નાત્રવિધિ

---

# ૧. પંડિત શ્રીવીરવિજયજીકૃત સ્નાત્રપૂજા

(સ્નાત્રિયાઓએ હાથમાં પંચામૃતનો કળશ લઈને ઊભા રહેવું )

કાવ્યમ્ (દ્રુતવિલમ્બિત-વૃત્તમ્)

સરસશાન્તિસુધારસસાગરં,
શુચિતરં ગુણરત્નમહાગરં,
ભવિકપંકજબોધદિવાકરં,
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરમ્. ૧

દુહો

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક ।
મજ્જન પીઠે થાપીને, કરિયે જલ અભિષેક ॥ ૨

(અહીં જમણા પગના અંગૂઠે પ્રક્ષાલ અને અંગલૂછણાં કરી પૂજા કરવી )

ગાથા (આર્યા ગીતિ)

જિણજમ્મસમએ મેરુ–સિહરે રયણ–કણય–કલસેહિં;
દેવાસુરેહિં ણ્હવિઓ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ. ૩

( અહીં કુસુમાંજલિની થાળી લઈને ઊભા રહેવું. )

કુસુમાંજલિ–ઢાળ

નિર્મલ જલ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે;
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા; સિદ્ધસ્વરૂપી અંગ
પખાલી, આતમ નિર્મલ હુઈ સુકુમાલી—કુ૦ ૪

( અહીં પ્રભુના જમણા પગના અંગુઠે કુસુમાંજલિ મૂકવી. )

ગાથા–આર્યા–ગીતિ

મચકુંદ–ચંપ–માલઈ, કમલાઈ પુપ્ફપંચ–વણ્ણાઈં;
જગનાહ–ણ્હવણ–સમએ, દેવા કુસુમાંજલિં દિન્તિ. ૫

નમોઽર્હત્ સિદ્ધા–ચાર્યો–પાધ્યાય–સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ–ઢાળ

રયણ–સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુચરણે
દીજે; કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ૬

દુહો

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણભંડાર;
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ૭

નમોऽર્હત્–સિદ્ધા–ચાર્યો–પાધ્યાય–સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ–ઢાળ

કૃષ્ણાગરુ વરધૂપ ધરીજે, [1]સુગંધવર કુસુમાંજલિ દીજે,
કુસુમાંજલિ મેલો નેમિ–જિણંદા. ૮

ગાથા–આર્યા–ગીતિ

જસુ પરિમલબલદહદિસિ, મહુયરઝંકારસદ્દસંગીયા;
જિણચલણોવરિ મુક્કા, સુર નર કુસુમાંજલિ સિદ્ધા. ૯
નમોऽર્હત્–સિદ્ધા–ચાર્યો–પાધ્યાય–સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ–ઢાળ

પાસ જિણેસર જગ જયકારી, જલથલ ફૂલ ઉદક કરધારી;
કુસુમાંજલિ મેલો પાર્શ્વ જિણંદા. ૧૦

દુહો

મૂકે કુસુમાંજલિ સુરા, વીર ચરણ સુકુમાલ;
તે કુસુમાંજલિ ભવિકનાં પાપ હરે ત્રણ કાલ. ૧૧
નમોऽર્હત્ સિદ્ધા–ચાર્યો–પાધ્યાય–સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ–ઢાળ

વિવિધ કુસુમવર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી;
કુસુમાંજલિ મેલો વીર જિણંદા. ૧૧

૧ સુગંધકર (પા૦)

વસ્તુ-છંદ

ન્હવણ કાલે ન્હવણકાલે દેવદાણવ સમુચ્ચિય,
કુસુમાંજલિ તહિં સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય,
જિણ-પય-કમલે નિવડઈ, વિગ્ધહર જસ નામ-મંતો;
અનંત ચઉવીસજિન, વાસવ મલીય અસેસ,
સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેષ,
કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા.

નમોऽર્હત્ સિદ્ધા-ચાર્યો-પાધ્યાય સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ-ઢાળ

અનંત ચઉવીસી જિનજી જુહારું, વર્તમાન ચઉવીસી
સંભારું; કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા. ૧૪

દુહો

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ;
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ. ૧૫

નમોऽર્હત્ સિદ્ધા-ચાર્યોપાધ્યાય-સર્વસાધુભ્યઃ

કુસુમાંજલિ-ઢાળ

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભ વીરવિજય
જયકારા; કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા. ૧૬

શ્રી કુસુમાંજલિ સમાપ્ત

## પ્રદક્ષિણાના દુહા

કાળ અનાદિ અનંતથી, ભવ ભ્રમણનો નહીં પાર,
તે ભ્રમણ નિવારવા, પ્રદક્ષિણા દેઉં ત્રણ વાર ૧

ભમતીમાં ભમતા થકા, ભવ ભાવઠ દૂર પલાય,
દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ, પ્રદક્ષિણા ત્રણ દેવાય. ૨

જન્મ મરણાદિ ભયટળે, સીઝે જો દર્શન કાજ,
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દર્શન કરો જિનરાજ. ૩

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખહેત,
જ્ઞાનવિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત. ૪

ચય તે સંચય કર્મનો, રિક્ત કરે વળી જેહ,
ચારિત્ર નિર્યુક્તિએ કહ્યું, વંદો તે ગુણ ગેહ. ૫

દર્શન જ્ઞાન ચારિત્ર એ, રત્નત્રયી શિવ દ્વાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવદુઃખ ભંજનહાર ૬

(પછી સ્નાત્રિયા દુહા સહિત ત્રણ પ્રદક્ષિણા પૂર્વક ત્રણ ખમાસમણ દેઈ જગચિંતામણીનું ચૈત્યવંદન કરી 'નમુત્થુણં' કહી સમ્પૂર્ણ જય વીયરાય પર્યંત કહે પછી-હાથ ધોઈ ધુપી, મૂખકોશ બાંધી, કળશ લેઈ, ઉભા રહીને કળશ કહે—)

### અથ કળશ.

#### દુહા

સયલ જિણેસર પાય નમી, કલ્યાણક વિધિ તાસ;
વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આશ. ૧

ઢાળ

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા; વીશ સ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવદયા દીલમાં ધરી. ૧

જો હોવે મુજ શક્તિ ઇસી, સવિજીવ કરું શાસનરસી; શુચિ રસ ઢળતે તિહાં બાંધતા, તીર્થંકર નામ નિકાચતા. ૨

સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી; ચ્યવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય ખંડે પણ રાજવી કુલે. ૩

પટરાણી કૂખે ગુણનીલો, જેમ માનસરોવર હંસલો; સુખ શય્યાએ રજની શેષે, ઊતરતાં ચૌદ સુપન દેખે. ૪

ઢાળ સ્વપ્નની

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો;
ત્રિજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબીહ. ૧

પાંચમે ફૂલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા;
રવિ રાતો ધ્વજ મહોટો, પૂરણ કળશ નહિ છોટો. ૨

દશમે પદ્મ સરોવર, અગીયારમે રત્નાકર;
ભુવન વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમ વર્જી. ૩
સ્વપ્ન લહી જઈ રાયને ભાષે, રાજા અર્થ પ્રકાશે;
પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે. ૪

વસ્તુ છંદ

અવધિ–નાણે અવધિ–નાણે, ઊપના જિનરાજ
જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર;
મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મ ઉદય પરભાત સુંદર;
માતા પણ આનંદિયાં, જાગતી ધર્મ વિધાન,
જાણંતિ જગ–તિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ૧

દુહો

શુભ લગ્ને જિન જનમીયા, નારકીમા સુખ જ્યોત;
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧

ઢાળ ( કડખાની દેશી )

સાંભળો કળશ જિન–મહોત્સવનો ઈહાં,
છપ્પન કુમરી દિશિ વિદિશિ આવે તિહાં;

માય સુત નમીય, આણંદ અધિકો ધરે,
અષ્ટ સંવર્ત્ત-વાયુથી કચરો હરે.
વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે,
અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે; ૧
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી,
ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨
ઘર કરી કેળનાં, માય સુત લાવતી,
કરણ શુચિકર્મ, જલ-કળશે ન્હવરાવતી,
કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી,
રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ૩
નમીય કહે માય ! તુજ, બાળ લીલાવતી,
મેરુ રવિ ચંદ્ર લગે, જીવજે જગપતિ;
સ્વામી-ગુણ ગાવતી, નિજ ઘર જાવતી,
તેણે સમે ઈન્દ્ર-સિંહાસન કંપતી. ૪

ઢાળ ( એકવીશાની દેશી )

જિન જનમ્યાજી, જિણ વેળા જનની ઘરે,
તિણ વેળાજી, ઈન્દ્ર-સિંહાસન થરહરે;
દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા,
દિશિનાયકજી, સોહમ ઈશાન બેહુ તદા. ૧.

ત્રોટક-છંદ

તદા ચિંતે ઈન્દ્ર મનમાં, કોણ અવસર એ બન્યો,
જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો;
સુઘોષ આદે ઘંટ નાદે, ઘોષણા સુરમેં કરે,
સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે. ૨

(અહીં ઘંટ વગાડવો)

ઢાળ-પૂર્વલી

એમ સાભળીજી, સુરવર કોડી આવી મલે,
જન્મ-મહોત્સવજી, કરવા મેરુ ઉપર ચલે;
સોહમપતિજી, બહુ પરિવારે આવીયા,
માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા.

(અહી પ્રભુને ચોખાથી વધાવવા.)

ત્રોટક-છંદ.

વધાવી બોલે હે રત્નકુક્ષિ-ધારિણી ! તુજ સુતતણો,
હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિઘણો;
એમ કહી જિન-પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ૪

ઢાળ-પૂર્વલી.

મેરુ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે;

તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા,
હરિ ત્રેસઠજી, બીજા તિહાં આવી મળ્યા.

ત્રોટક-છંદ.

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના,
માગધાદિ જળતીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના;
અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે,
ક્ષીરજલધિ ગંગા–નીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે. ૬

ઢાળ ( વિવાહલાની દેશી )

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા;
પદ્મ દ્રહ ગંગા આવે, નિર્મલ જલ કલશ ભરાવે. ૧

તીરથ જલ ઔષધિ લેતા, વળી ક્ષીરસમુદ્રે જાતા;
જલ કળશા બહુલ ભરાવે, ફૂલ ચંગેરી થાળ લાવે. ૨

સિંહાસન ચામર ધારી, ધૂપધાણાં રકેબી સારી;
સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩

તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે;
કલશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ૪

(રાગ–ધનાશ્રી)

આતમભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનુજાઈ,
નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ;
જોઇસ વ્યંતર ભવનપતિના, વૈમાનિક સુર આવે,
અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને ન્હવરાવે

આતમ૦ ૧

અડજાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો,
ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો;
સાઠ લાખ ઉપર એક કોડી, કળશાનો અધિકાર,
બાસઠ ઇન્દ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર,

આતમ૦ ૨

ચન્દ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણિ નરલોકો,
ગુરુસ્થાનક સુરકેરો એકજ, સામાનિકનો એકો;
સોહમપતિ ઈશાન પતિની, ઇન્દ્રાણીના સોલ,
અસુરની દશ ઇન્દ્રાણી નાગની, બાર કરે કલ્લોલ,

આતમ૦ ૨

જ્યોતિષ વ્યંતરઇન્દ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો,
કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો;

પરચુરણસુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો.
ઈશાન ઈન્દ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો.
આતમ૦ ૪

તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે,
વૃષભ રૂપ કરી શૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે;
પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગરોલે;
મંગળદીવો આરતિ કરતાં, સુરવર જય જય બોલે.
આતમ૦ ૫

ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કર ધારી,
જનની ઘર માતાને સોંપી, એણીપેરે વચન ઉચ્ચારી;
પુત્ર તમારો સ્વામી હમારો, અમ સેવક આધાર,
પંચ ધાવ રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણ હાર.
આતમ૦ ૬

બત્રીસ કોડી કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે;
કરીય અટ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે,
દીક્ષા-કેવલને-અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે.
આતમ૦ ૭

તપગચ્છ ઈસર સિંહ–સૂરીસર, કેરા શિષ્ય વડેરા,
સત્યવિજય પન્યાસ તણે પદ, કપૂરવિજય ગંભીરા;
ખિમાવિજય તસ સુજસવિજયના, શ્રીશુભવિજય સવાયા;
પંડિત વીરવિજય શિષ્યે જિન,–જન્મ મહોત્સવ ગાયા.
આતમ૦ ૮

ઉત્કૃષ્ટા એકસો ને સિત્તર, સંપ્રતિ વિચરે વીશ,
અતીત અનાગત કાલે અનંતા, તીર્થંકર જગદીશ;
સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ,
મંગલલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ.
આતમ૦ ૯

(અહીં કળશાભિષેક કરી, પંચામૃતનો પખાલ કરવો, પછી પૂજા કરી, પુષ્પ ચઢાવી, લૂણ ઉતારી, આરતી ઉતારવી, પછી પ્રતિમાજીને આડો પડદો રાખી, સ્નાત્રીયાએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા, પછી પડદો કાઢી નાખી મંગલ દીવો ઉતારવો. જો સ્નાત્ર ભણાવ્યા પછી તરત જ શાન્તિકલશ ભણાવવો હોય તો આ બધી ક્રિયા પછી કરવી)

ઇતિ પંડિત શ્રી વીરવિજયજી–કૃત સ્નાત્ર પૂજા

## શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત
## શ્રી શાન્તિનાથજીનો કલશ

(શાર્દૂલવિક્રીડિત-વૃત્તમ્)

શ્રેયઃ શ્રીજયમંગલાભ્યુદયતાવલ્લીપ્રરોહામ્બુદો,
દારિદ્રયદ્રુમકાનનૈકદલને મત્તોધ્ધુરઃ સિન્ધુરઃ ॥
વિશ્વેઽસ્મિન્ પ્રકટપ્રભાવ-મહિમા-સૌભાગ્યભાગ્યોદયઃ,
સ શ્રીશાન્તિજિનેશ્વરોઽભિમતદો જીયાત્ સુવર્ણ-ચ્છવિઃ॥૧॥

ગદ્ય-પાઠ

અહો ! ભવ્યભવ્યાઃ! શૃણુત તાવત્ સકલમંગલમાલા-કેલિકલનલસત્કમલલીલારસરોલમ્બિતચિત્તવૃત્તયઃ॥વિહિત-શ્રીમજ્જિનેન્દ્ર ભક્તિપ્રવૃત્તયઃ॥ સામ્પ્રતં શ્રીમચ્છાન્તિજિન-જન્માભિષેકકલશો ગીયતે ॥

### ઢાળ પહેલી

(રાગ વસંત તથા નટ્ટ, દેસાખ.)
(આરાસ મંદર ભાવ-એ દેશી)

શ્રી શાન્તિ-જિનવર સયલ સુખકર કળશ ભણીએ તાસ,
જિમ ભવિક-જનને સયલ સંપત્તિ બહુલ લીલ વિલાસ;
કુરુ નામે જનપદ તિલક સમોવડ હત્થિણાઉર સાર,
જિણ નયરી કંચન રયણ ધણ ધણ સુગુણ-જન આધાર.

તહાં રાય રાજે બહુ દિવાજે વિશ્વસેન-નરિંદ,
નિજ પ્રકૃતિ સોમહ તેજે તપનહ માનું ચંદ દિણંદ;
તસગુણહ-ખાણી પટ્ટરાણી નામે અચિરા નાર,
સુખ સેજ સૂતા ચાદ પેખે સુપન સાર [1]દુવાર. ૨

શ્રી શાંતિકરણ જિન શાંતિ જિનેસર દેવ,
જે યોગ-ક્ષેમંકર જગ-હિતકર નિતમેવ;
વિશ્વસેન-નરેસર વંશ મહોદધિ-ચંદ,
મૃગ-લંછન કંચનવાને શમસુખકંદ. ૩

જે પંચમ-ચક્રી સોલસમો જિનરાય,
જસ નામે સઘળા ઈતિ-ઉપદ્રવ જાય;
આવી ઊપન્ના અચિરાદેવી-કૂખે,
નિજ મુખ ઊતરતાં ચૌદસ [2]સુહણા દેખે. ૪

દુહો

ભાવારથ જેહવા હુસ્યે, દ્રવ્યભાવથી જેહ;
જિન-ગુણ દાખું લેશથી, મતિમન્દે કહું તેહ. ૧

૧ બે વાર; (શ્રી શાન્તિનાથ ભગવાનને એક ભવમાં 'તીર્થંકરની' અને 'ચક્રવર્તીની' એમ બે પદવીઓ હતી. તેથી અચિરા માતાએ-દુવાર-એટલે બે વાર ચૌદ સ્વપ્નાં દેખ્યા.

૨ સુહણા-સ્વપ્ના.

## ઢાલ–બીજી

(રાગ–વસંત, નટ અને સારંગ)

ઉન્નત સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત; માનું મોહમહાગઢ તસ શિર દોટ દિયંત; અરાવણપતિ–તતિ સેવિત ચઉગતિ–અંત, તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત ॥૧॥ સંયમભાર વહેવા ધોરી વૃષભ કહાવે, ભરતે ભવિ–ક્ષેત્રે બોધિબીજ વર વાવે; જસ ઉન્નત કકુદ ઉન્નત ગોત્ર ને વંશ, સિત અમૃત મંગલમુખ, બીજે વૃષભ અવતંસ ॥૨॥ પરતીર્થિક–શ્વાપદ પીડિત ભવિજન રાખે, એકલમલ્લ દુર્ધર સિંહ–પરાક્રમ દાખે; પરીસહ–ગજ ભેદી નહિ સહાય અબીહ, એહવા એ હોશ્યે ત્રીજે આવી એમ કહે સિંહ ॥૩॥ દેઈ વાર્ષિક દાને જિનપદ–લચ્છી લેશે, મુજ ચાપલ દૂષણ એહને સંગે મીટશે; જડ–કંટક–સંગી નિજકજ છંડી વાસ, કહે લક્ષ્મી ચોથે સુપને અર્થ વિલાસ ॥ ૪ ॥ ત્રિભુવન શિર ધરશે જસ આણા સુમદામ, નિજ જસભર સુરભિત જગત હુશ્યે ઉદ્દામ; એ પંચમ સુહણે છઠ્ઠે શશધર દેખે, નિકલંક હું થાઉં તુજ સુત સંગ વિશેષે ॥ ૫ ॥ કુવલયે મુદ દેશ્યે શમ–ચંદ્રાતપ યુક્ત, હવે સપ્તમે દિનકર મિથ્યા તિમિર વિમુક્ત; ભવિ કમલ વિકાસે

માનું કહે પુષ્પદંત, તુમ સુત પરિ અમ્હચો નિત્ય ઉદય પભણત ॥ ૬ ॥ કુલ ધ્વજ તુમ નન્દન ધર્મધ્વજે સોહંત, સવિ ત્રિભુવનમાહે એહિજ એક મહંત; ઇમ અટ્ઠમ સુહણે ભવિકને ભાવ જણાવે, હવે નવમે કુંભો સુપને એમ કહાવે ॥ ૭ ॥ જ્ઞાન–દર્શન–ચારિત્ર ધર્મ મહાપ્રાસાદ, તસ શિખરે ઠવશે આતમ નહિ વિખવાદ; દસમે પદ્મસરોવર સુર–કૃત –કજપદ ઠાવે, એ પાવન કરશ્યે જ્ઞાન–જલ મંગલભાવે ॥ ૮ ॥ તુજ સુત ગુણ–રયણે ગંભીરો સુગુણ મહેઠ્ઠો, થયો જાણી સેવે ક્ષીરસમુદ્ર જ મીઠો; તેહ ભણી મુજ નીરે હોજ્યો તનુ પરિભોગ, એકાદશે સુહણે માનુ એ વિનતિ યોગ ॥ ૯ ॥ વળી ભવન–વિમાનાધિપ ચઉ દેવ–નિકાય, સેવિત એ હોશ્યે પાસે સુર સમુદાય, બારમે એ જાણો તેરમે રયણનો રાશી, ધન કંચન દેઇ કરશ્યે ત્રિગડેવાસી ॥ ૧૦ ॥ જ્ઞાનાદિક ગુણ–મણિ દેશ્યે ભવિને એહ, વર–વરિકા ઘોષી પૂરવપરે ગુણ–ગેહ; નિજ કર્મ–ઇંધણને ધ્યાનાનલશ્યું જ્વાલી, નિજ આતમ નિર્મલ કંચનપરે અજુવાળી ॥ ૧૧ ॥ નિર્ધૂમ–અગ્નિ સમ ભવિ-સોવન કરી શુદ્ધ, ચૌદ-સમે સુહણે અષ્ટકર્મ ક્ષયે સિદ્ધ; ચઉદરાજની ઉપરે કરશ્યે જે અહિઠાણ, તેહ ભણી સંપૂરણ ચૌદ સુપન મંડાણ ॥ ૧૨ ॥ ગુણ-લક્ષણ–લક્ષિત અતિસુન્દર આકાર, જિન

માતા ચૌદ દેખે સુપન ઉદાર, પણ ચક્રી-માતા કાંઈક તેજે હીણુ, દેખે હોય પદધર હોય વાર ગુણ-પીણુ ॥ ૧૩ ॥ કુલ-કીરતિ-થંભો કુલાધાર કુલ-મેર, કુલ સુરતરુ પાદપ જેહને નહિ ભવ ફેર; કુલ મંડણ દીપક, જીપક દુશ્મન કોડી; ત્રિભુવન જસ ભગતે નમશ્યે પદ કરજોડી ॥ ૧૪ ॥ વળી હોડ ન એહની કરતા ભુવન મઝાર, લોકોત્તર ચરિતે ધન્ય હોશ્યે અવતાર; વળી જ્ઞાનવિમલ ગુણ જેહના કહેતાં પાર, ન લહે મુખ કહેતાં જો વળી સુર-ગુરુ અવતાર ॥ ૧૫ ॥

ઇતિ શ્રી શાન્તિજિનચતુર્દશસ્વપ્નાર્થ-સ્તવનમ્ ।

---

સવ્વટ્ઠ સિદ્ધ વિમાનથી તવ ચવીય ઉયર ઉપ્પન્ન, બહુભદ્દ [1]ભદ્દવ-કસિણ-સત્તામી દિવસ ગુણ-સંપન્ન; તવ રોગ સોગ વિયોગ-વિડુર-મારી-ઇતિ શમન્ત, વર સયલ મંગલ કેલિ-કમલા ઘરે ઘરે વિલસન્ત, ॥ ૧ ॥ વર ચંદ યોગે જિટ્ઠ તેરસ વદિ દિન થયો જન્મ, તા મજ્ઝ-રયણી દિશાકુમરી કરે સૂઇકમ્મ; તવ ચલિય-આસન ઈંદ સુણિય સવિ હરિ ઘંટ નાદે મેલી, સુરવિંદ-સત્થે મેરુ-મત્થે રચે મજ્જન કેલિ ॥ ૨ ॥

---

૧ ભાદરવા વદિ સાતમ.

## ઢાળ–ત્રીજી

( નાભિરાયા ઘરે નન્દન જનમિયા–એ દેશી )

॥ તાલ ॥ વિશ્વસેન નૃપ ઘરે નન્દન જનમીયા એ, તિહુયણ ભવિયણ પ્રેમશું પ્રણમીયા એ ॥ ત્રુટક ॥ પ્રણમીયા ચઉસટ્ઠ ઇંદ, લેઈ ઠવે મેરુ–ગિરિંદ; સુર–નદીય નીર સમીર, તિહાં ક્ષીરજલનિધિ–નીર ॥૧॥ સિંહાસને સુરરાજ, તિહાં મલ્યા દેવ–સમાજ, સવિ ઔષધિની જાત, વર સરસ કમલ વિખ્યાત ॥૨॥ ઢાલ ॥ વિખ્યાત વિવિધ પરિકર્મના એ, તિહાં હરખભર સુરભિ વરદામના એ ॥ ત્રુટક ॥ વરદામ માગધ નામ, જેહ તીર્થ ઉત્તમ ઠામ; તેહ તણી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ ॥ ૩ ॥ બાવનાચંદન સાર, અભિયોગી સુર અધિકાર; મન ધરી અધિક આણંદ, અવલોકતા જિનચંદ ॥ ૪ ॥ ઢાલ ॥ શ્રી જિનચંદને સુરપતિ સવિ ન્હવરાવતાએ, નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતા એ ॥ ત્રુટક ॥ ભાવતા જન્મ પ્રમાણ, અભિષેક કલશ મંડાણ; સાઠ લાખને એક કોડી, શત દોય પંચાસ જોડી ॥ ૫ ॥ આઠ જાતિના તે હોય, ચઉસટ્ઠિ–સહસા જોય; એણિ પરે ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ–પ્રકાર ॥૬॥ ઢાલ ॥ વિવિધ પ્રકારના કરીય શિણગારશ્યુ એ, ભરિય જલ વિમલના

વિપુલ ભૂંગારશું એ ॥ ત્રુટક ॥ ભૂંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ટ પ્રમુખ સુભેરી; સવિ કલશ પરે મંડાણ, તે વિવિધ વસ્તુ પ્રમાણ ॥ ૭ ॥ આરતિ મંગલ દીપ, જિનરાજને સમીપ; ભગવતી ચૂરણિ–માંહિ, અધિકાર એહ ઉચ્છાંહિ ॥ ૮ ॥ ઢાલ ॥ અધિક ઉચ્છાંહિશ્યું હરખભર જલ ભીંજતા એ, નવ નવ ભાતિશ્યું ભક્તિ ભર કીજતા એ ॥ ત્રુટક ॥ કીજતા નાટક રંગ, ગાજતી ગુહીર મૃદંગ; કિટ કિટ તિહાં કડતાલ, ચઉતાલ તાલ કંસાલ ॥૯॥ શંખ પણવ ભૂંગળ ભેરી, ઝલ્લરી વીણા નફેરી; એક કરે હયહેષાર, એક કરે ગજ ગુલકાર ॥ ૧૦ ॥ ઢાલ ॥ ગુલકાર ગર્જના રવ કરે એ, પાય ધુર ધુરય ઘર સુર ધરે એ ॥ ત્રુટક ॥ સુર ધરે અધિક બહુમાન, તિહાં કરે નવ નવ તાન; વર વિવિધ જાતિ છંદ જિન ભક્તિ સુરતરુ–કંદ ॥૧૧॥ વળી કરે મંગલ આઠ, એ જમ્બૂપન્નત્તિ પાઠ; થય થુઈ મંગલ એમ, મન ધરે અતિ બહુ પ્રેમ ॥૧૨॥ ઢાલ ॥ બહુ પ્રેમ સુઘોષણા પુણ્યની પોષણા સુર સહુ એ, સમકિત–પોષણા શિષ્ટ–સંતોષણા ઇમ બહુ એ ॥ત્રુટક॥ બહુ પ્રેમશ્યું સુખ એમ, ધરે આણીયા નિધિ જેમ; બત્રીસ કોડી સુવન્ન, કરે વૃષ્ટિ રયણની ધન્ન ॥૧૩॥ જિન જિનની પાસે મહેલી, કરે અઠ્ઠાઈની કેલી; નન્દીસરે જિનગેહ, કરે મહોત્સવ સસનેહ ॥૧૪॥

## ઢાલ–ચોથી

હવે રાય મહોત્સવ કરે રંગભર હુવો જબ પરભાત, સુર પૂજિયો સુત નયણે નિરખી હરખીયો તવ તાત; વર ધવલ મંગલ ગીત ગાતાં સધવ ગાવે રાસ, બહુ દાને માને સુખીયા કીધા સયલ પૂગી આશ ॥ ૧ ॥ તિહાં પંચવરણી–કુસુમ–વાસિત, ભૂમિકા સલિત્ત, વર અગર કુંદરૂ ધૂપ–ધૂપણા છાંટા કુંકુમ દિત્ત; શિર મુકુટ મંડલ કાને કુંડલ હૈયે નવસર હાર; ઈમ સયલ–ભૂપણુ–ભૂપિતામ્બર જગતજન પરિવાર ॥ ૨ ॥ જિન જન્મ-કલ્યાણક મહોચ્છવે [1]ચૌદ ભુવન ઉદ્યોત, નારકી થાવર પ્રમુખ સુખિયા સકલ મંગલ હોત, દુઃખ દુરિત ઇતિ શમંતિ સઘળા જિનરાજ જન્મ પ્રતાપ, તિણે હેતે શાન્તિકુમાર ઠવીઉ નામ ઇતિ આલાપ ॥૩॥ એમ શાંતિ–જિનનો કલશ ભણુતા હોએ મંગલમાલ, કલ્યાણ કમલા કેલિ કરતાં લહીએ લીલ વિલાસ; જિન-સ્નાત્ર કરીયે સહેજે તરીએ ભવ–સમુદ્ર અપાર, શ્રી જ્ઞાન-વિમલ સૂરિંદ જંપે શ્રી શાન્તિ–જિન જયકાર ॥૪॥

ઇતિ શ્રીજ્ઞાનવિમલસૂરિ-રચિત
શ્રી શાન્તિનાથ–જિનકલશ

---

૧. ચૌદરાજલોક

## લૂણ ઉતારણ.

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મલ જલધારા મનરંગે ॥ લૂણ૦ ॥ ૧ ॥ જેમ જેમ તડ તડ લૂણ જ ફૂટે, તેમ તેમ અશુભ કર્મ બંધ ત્રુટે ॥ લૂણ૦ ॥ ૨ ॥ નયન સલૂણાં શ્રી જિનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥લૂણ૦॥॥૩॥ રૂપ સલૂણું જિનજીનું દિસે, લાજ્યું લૂણ તે જલમાં પેસે ॥લૂણ૦ ॥૪॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલણ ખેપવીયે લૂણ ઉદારા ॥ લૂણ૦ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાયે લૂણ જ્યું પાણી ॥ લૂણ૦ ॥૬॥ અગર કૃષ્ણાગરુ કુંદરુ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે ॥લૂણ૦॥૭॥

---

## આરતી

જય જય આરતિ આદિ જિણંદા; નાભિરાયા મરુદે-વીકો નંદા ॥જય૦॥૧॥ પહેલી આરતિ પૂજા કીજે; નર ભવ પામીને લહાવો લીજે ॥જય૦॥૨॥દુસરી આરતિ દીન દયાળા; ધુળેવા મંડપમાં જગ અજુવાળા ॥ જય૦ ॥ ૩ ॥ તીસરી આરતિ ત્રિભુવન દેવા; સુર નર ઇન્દ્ર કરે તોરી

સેવા ॥જય૦॥૪॥ ચોથી આરતિ ચઉગતિ ચૂરે; મનવાંછિત ફળ શિવસુખ પૂરે ॥ જય૦ ॥ ૫ ॥ પાંચમી આરતિ પુણ્ય ઉપાયા; મૂલચંદે ઋષભ ગુણ ગાયા ॥જય૦॥૬॥

---

## મંગલ-દીવો

દીવો રે દીવો મંગલિક દીવો આરતિ ઉતારીને બહુ ચિરંજીવો ॥ દીવો૦ ॥ ૧ ॥ સોહામણુ ઘર પર્વ દિવાળી, અંબર ખેલે અમરા બાળી ॥ દીવો૦ ॥ ૨ ॥ દીપાળ ભણે એણે કુલ અજવાળી, ભાવે ભગતે વિઘન નિવારી ॥ દીવો૦ ॥૩॥ સફળ હુઆ એણે એ કલિકાલે આરતિ ઉતારી રાજા કુમારપાલે ॥ દીવો૦ ॥ ૪ ॥ અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો ॥ દીવો૦ ॥ ૫ ॥

---

# ૨. શ્રી દેવપાલકવિકૃત સ્નાત્રપૂજા

(સ્નાત્રવિધિ માટે પહેલે પાને જોવું.)

ગાથા (આર્યા)

મુક્તાલંકાર વિકારસાર, સૌમ્યત્વકાંતિકમનીયમ્ ॥
સહજ નિજરૂપનિર્જિત-જગત્ત્રયં પાતુ જિનબિંબમ્॥૧॥

(એ ગાથા કહી પ્રતિમાજીના અલંકાર ઉતારવા.)

અવણીય કુસુમાહરણં, પયઈપઈટ્ઠિય મનોહરચ્છાયં ॥
જિણરૂવં મજ્જણપીઠ-સંઠિયં વો સિવં દિસઉ ॥ ૨ ॥

(એ ગાથા કહી નિર્માલ્ય ઉતારવું.)

બાલત્તણમ્મિ સામિઅ, સુમેરુ સિહરમ્મિ કણયકલસેહિં
તિઅસાસુરેહિં ન્હવિઓ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ ॥૩॥

(એ ગાથા કહી જમણા અંગુઠે પ્રક્ષાલન-અંગ લૂંછણાં
કરી પૂજા કરવી.)

(પછી સ્નાત્રકારકે હાથ ધૂપી હાથમાં કુસુમાંજલિ લઈ
પ્રભુની જમણી બાજુએ પાટલા ઉપર ઉભા રહેવું.)

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ-સાધુભ્યઃ કહીએ.

ઢાલ (ચાલ)

પવિત્ર ઉદક લેઈ અંગ પખાલી, વિવિધ વસ્ત્ર જાદર

ચિરમાલી ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુમાં૦ ॥ ૧ ॥ ( ગાથા–આર્યા) સયવત્ત કુંદ માલઈ, બહુવિહ કુસુમાઈ પંચવન્નાઈ ॥ જિણનાહન્હવણકાલે, દિંતિ સુરા કુસુમાંજલિ હિટ્ઠા ॥ ૧ ॥

( પ્રભુ ચરણે કુસુમાંજલિ ચઢાવવી. )

(ઢાળ-ચાલ) સિંહાસન સામી થાપીજે, પયકમલે કુસુમાંજલિ દીજે, કુસુમાંજલિ મેલો શાંતિજિણંદા ॥ તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુમા૦ ॥ ૨ ॥ ( ગાથા દુહા ) જં મુક્કિય સુરાસુરેહિં, મજ્જણ પઢમ જિણેસ ॥ સા કુસુમાંજલિ અવહરઉ, ભવિયહ દુરિય અસેસ ॥૧॥

( કુસુમાંજલિ ચઢાવવી. )

નમોऽર્હત્ સિદ્ધા૦

( ઢાળ-ચાલ ) કનક કળશ જળ નિર્મળ ભરિયે, સામીને શિરપર ન્હવણ જ કરીએ ॥ કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા ॥ તોરા ચરણ૦ ॥ કુસુમા૦ ॥ ( ગાથા –આર્યા ) ગંધાઇઢ્ઢિય મહુયર, મણહર ઝંકાર સદ્દસંગીયા ॥ જિન ચલણોવરિ મુક્કા, હરઉ તુમ્હ કુસુમાંજલિ દુરિયં. ॥ ૧ ॥

ઘણા દાન; પાઠક સુપન સુણાવે, ઘરણી નિજ ઘર આવે ॥

(મૂળ ગાથા) મરુદેવીહિ ઉયરિ ઉપ્પન્નહ જામ, ચઉદશ વર સુપણાં લહિયે તામ ॥ ચિત્તહ વદિ અટ્ઠમી સાઢ રિખ્ખ, ક્રમિ ક્રમિ જિણ જાઇઓ રહિય દુખ્ખ ॥ ૩ ॥ અઠ્ઠ અઠ્ઠય અટ્ઠસટ્ઠય ઉઢ્ઢઅહોદિસિહું, દિસિકુમરિ છપ્પન તહિં; ॥ રૂવવંત વરભત્તિ જુત્તિય રૂઅગ પવ્વય ચિહુ દિસિ ॥ અઠ્ઠ અઠ્ઠ ચિહુ વિદિસિ પહુત્તિય ચઉરો રૂઅગદિવ્વ પુણ, આવીય નાભિ ગેહિ, જનની નમિય આરંભિયો, જન્મ મહોત્સવ તેહિ ॥૪॥

ઢાળ ( ચાલ )

અટ્ઠ સંવત્ત વાએણ કયવર હરઈ, અટ્ઠ ગંધોદકે વુટ્ઠિ કુમરી કરઈ ॥ અટ્ઠ દપ્પણધરા અટ્ઠ ભિંગારિયા, અટ્ઠ વર વીજણા, અટ્ઠ ચામરજુઆ ॥ ૫ ॥ ચઉર દીવીધરા, ચઉર રખ્ખાકરા, ગાઇઅ નચ્ચિઅ તિન્નિ કેલીહરા ॥ કરિય જિન મજ્જણ, જનની સુકુમારિયા, અપ્પિઓ નિય નિય ઠાણ સવ્વે ગયા ॥ ૬॥ તખ્ખણે ચલિય સિંહાસણ સુર–વઈ, ઘંટનાએણ તહિ સયલ સુર મેલઈ ॥ પાલયારૂઢ જિન જમ્મગિહિ આવીઓ, પંચ રૂવે કરી રિસહ મેરુ નીઓ ॥૭॥

જિણેસરહ કરહુ ન્હવણુ બહુભત્તિ, મુનિરયણાયર પાવહર, જિમ તુમ દિયઇ વરમુત્તિ ॥૧૨॥

ઇતિ શ્રી આદિનાથ જન્માભિષેક કળશ સમાપ્ત.

(અત્રે કુસુમાજલિવાળા એક સ્નાત્રિયાએ કુસુમાજલિનો થાળ મૂકી દઈને, જયવીયરાય પૂરા પર્યન્ત ચૈત્યવન્દન કરવુ, તેમાં શ્રી જગચિન્તામણિનુ ચૈત્યવન્દન કહેવુ. પછી કળશવાળા એક સ્નાત્રિયાએ કળશ મૂકીને પોતાના હાથ ધોવા, હાથે ચદન લગાવવુ અને હાથ ધૂપવા. પછી મુખકોશ બાધવો. ત્રણ ખમાસમણ દઈ, એક નવકાર ગણી, પચામૃતનો કળશ અગલૂછણે ઢાંકી, તેના ઉપર ફૂલમાળા પહેરાવી, હાથમા કળશ પોતાના હૃદય પાસે ધરીને ઉભા રહેવુ અને શ્રી પાર્શ્વનાથ પ્રભુનો જન્માભિષેક કળશ કહેવો.)

શ્રી પાર્શ્વનાથ કળશ

શ્રી સૌરાષ્ટ્ર દેશ મધ્યે, શ્રી મગલપુર મડણો, દુરિત વિહંડણો, અનાથનાથ, અશરણ શરણ, ત્રિભુવન જનમનરંજણો, ત્રેવીશમો તીર્થંકર શ્રી પાર્શ્વનાથ, તેહતણો કળશ કહીશું.

ઢાળ

હારે વાણારસી નયરી વસેય, અનુપમ ઉપમા અવદાધાર ॥ તિહા વાવી સરોવર નદીય કૂપજળ, વનસ્પતિ ભાર

અઢાર ॥ તિહાં ગઢ મઢ મંદિર દીસે અભિનવ, સુંદર પોલિ મઝાર ॥ કોસીસા પાખલ ફિરતિ ખાઇ, કોટે વિસમા ઘાટ ॥ ॥ ૧ ॥ હાંરે જિનમંડપ શિખરબદ્ધ, પ્રાસાદે દંડ કળશ બ્રહ્માંડ ॥ અતિ ગિરૂઆ ગુણસાગર બહુ સોહે, દીસે પુહવી પ્રચંડ ॥ તિહાં હાટ ચઉટાં વસ્તુવિવેકી, વ્યવહારીયા અનેક ॥ લખેસરી કોટી ગઢતલ મંદિર, બોલે વચન વિવેક ॥૨॥ હાંરે તે નગરી બહુરી વ્યવહારી, ઘર ઘર મંગળ ચાર ॥ નારી કર કંકણ સુંદર ઝળકે, કરી સકલ શિણગાર ॥ તિહાં રાજા અશ્વસેન મહીમંડળ, દાન ખડ્ગ ઝીપંત ॥ અતિ ન્યાયવંત દીસે નરનાયક, વામાદેવી કંત ॥૩॥ હાંરે સ્વર્ગ લોકથી ચવિય સુરવર, ઉપ્પન્નો કુળ જાસ ॥ તિહાં કૃષ્ણ ચોથે ચૈત્ર માસે, એહવે અતિ ઉલ્લાસ ॥ તિહાં રાણી પશ્ચિમ રયણી પેખે, સુપનાં ચઉદ વિશાળ ॥ તસ કૂખે અવતરશે જિનવર, જીવદયા પ્રતિપાળ ॥૪॥

સ્વપ્નની ઢાળ (ઉલાળાની)

પહેલે ગયવર દીઠો, મુઝ મુખકમળ પઇઠ્ઠો ॥ બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુકુમાર ॥૫॥ ત્રીજે સિંહ સંપૂરો, મહીમંડળમાંહે એ સૂરો ॥ ચોથે લખમી એ દીઠી, રતન કમલે એ બેઠી ॥૬॥ ઉર ઉતરતી એ માળ, કુસુમની ઝાકઝમાળ ॥

છઠ્ઠે પૂનમચંદો, અમીય ઝરે સુખ કંદો ॥૭॥ તેજે તપંતો એ ભાણ, કરતો સફળ વિહાણ ॥ ધ્વજ ઉતરતો આકાશે, લોટતો અંબરવાસે ॥૮॥ કણય કળશ શિરે કરિયો, અમીય મહારસ ભરિયો ॥ દશમે પદ્મ સરોવર, દીઠો વામાદેવી મનો-હર ॥૯॥ ખીરસમુદ્ર ઘરે આયો, મુઝ મન સયલ સુહાયો ॥ છંડી નિજ નિજ ઠામ, આવ્યુ આવ્યુ અમર વિમાન ॥૧૦॥ પેખી પેખી રયણની રાશિ, સગપણ ચઢી આકાશિ ॥ જલણ જલતો એ દખ્ખિણ, જાગી વામાદેવી તખ્ખિણ ॥ ૧૧ ॥

ઢાળ ( રાગ–ધન્યાશ્રી )

નવમે માસે આઠમે દિવસે, જાયો જિનવર રાયોજી ॥ ઘર ગૂડીતરિયાં તોરણ લટકે, જિનમંદિર ઉચ્છાયોજી ॥૧॥ તત્ક્ષણ છપ્પન કુમરી આવે, વધાવે જિનચંદોજી ॥ દુસ્તર કાળમાંહિ એ જિનવર પ્રગટ્યો પૂનમચંદોજી ॥૨॥ ઉલાળી વજ્ર સુર એમ બોલે, આસન કંપે ઇંદોજી ॥ તિહાં જોઈ અવધિનાણે તેણી વેળા, અવતરિયા જિણંદોજી ॥૩॥ તેણે સ્થાનકે જન્મમહોત્સવ કરવા, આવે ચોસઠ ઇંદોજી ॥ મેરુ-શિખર પર રત્નસિંહાસન, બેઠા પાસ જિણંદોજી ॥૪॥ તિહાં હુઓ સનાથ છત્રે શિર સોહે, ઢાળે ચામર સુરિંદોજી ॥ પહુતા સુર મળી પ્રભુથાનક વર, લબ્ધિપાત્ર જયવંતોજી ॥ ૫ ॥

નવપલ્લવજિન મહિમાસાગર, આગરતણો ભંડારોજી ॥ ઇખ્ખાગવંસ તિહુયણ મનરંજણ, જિનશાસન શિણગારોજી ॥૬॥ ભણે વચ્છભંડારી એમ મન, વસિયો શ્રી અરિહંતોજી ॥ નીલવરણ તનુ મહિમાસાગર, જયો જયો ભગવંતોજી ॥૭॥

શ્રી પાર્શ્વનાથ કળશ સંપૂર્ણ.

(અહીં સ્નાતસ્યા પ્રતિમસ્ય૦ એ શ્લોક કહીને પંચામૃતનો પ્રક્ષાલ કરી પૂજા કરીને ફૂલ ચઢાવવા. પછી લૂણ ઉતારી આરતિ ઉતારવી. પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગળદીવો ઉતારવો.)

મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી વેલી ॥ કુંદ પિયંગુ નાગવર જાતિ, બોલસિરી શુચિ મેલી ॥ મો૦॥૧॥ ભૂમંડળ જળ મોકલે ફૂલે, તે પણ શુદ્ધ અખંડી ॥ જિનપદ પંકજ જેમ હરિ પૂજે, તિણ પરે ભવિ તુમે મંડી ॥મો૦॥૨॥

ગીત

પારગ તેરે પદપંકજ પર, વિવિધ કુસુમ સોહે ॥ ઓરનકું હે આક ધત્તુરે, તુમ સમો નહિ કો હે ॥ પા૦ ॥ ॥૧॥ વિવિધ કુસુમ જાતિસોહે, પાંચમી પૂજા પૂજે ॥ તવ ભવિજન કે રોગ સોગ, સવિ ઉપદ્રવ ધ્રૂજે ॥ પ ॥ ૨ ॥

શ્રી દેવપાલકવિ કૃત સ્નાત્રપૂજા સંપૂર્ણ

શ્રી પદ્મવિજયજીગણિકૃત :-

# શ્રી અજિતનાથ જિનનો કળશ.

( પામી સુગુરુ પસાય,—એ દેશી. )

શ્રી કોશલદેશ મધ્યે અયોધ્યા પૂરીમંડણો
તરણ તારણ અશરણ શરણ ભવિજન-
સુખકરણ કુતર્ક વાદી અંગજનો,
શ્રી અજિતનાથ તણો કળશ કહીશું
નગરી અયોધ્યા નામરે, અતિ ઘણું સોહતી,
વનવાડી આરામસ્યુ એ ગઢ ગઢ મંદિર પોલીરે,
ચૌટા ચઉદિશે, બહુ વેપારી ધામણુએ,
પંડિતજનના વાસરે, ધ્વજ કલશે કરી,
જિનમંદિર જેવા જસ્યુએ, જિતશત્રુ ભૂપાલરે,
રાજ્ય કરે તિહાં, વિજયા રાણી મન વસ્યાએ
એક દિન પશ્ચિમ રાતીરે, સુખભર સુતેલાં,
સુપના ચૌદ સોહામણાએ, દેખ્યાં કહે ભરતારરે,
"સ્વામી કહો મુજ, સ્યાં ફલ એહ સુપનતણાએ?

### ઢાળ

ગજ ને વૃષભ ઉદારરે, સિંહ પરાક્રમ સારરે,
ચોથે શ્રીદેવી દીઠીરે, જોતાં અતિ ઘણી મીઠીરે,
પાંચમે ફૂલની માળરે, છઠે ચંદ્ર વિશાલરે,
સાતમે સૂરજ ઝલકે, આઠમે ધ્વજવર લલકે,
કલશ તે પૂરણ ભરીયો, નવમે કમલે પરવરીયો,
પદમ સરોવર દસમે, દીઠું વિજયાએ રસમે,
અગીયારમે ખીર સમુદ્ર; દેખે વિમાન અક્ષુદ્ર;
તેરમે રયણની રાશિ; નિરધૂમ અગ્નિ પ્રકાશી;
ભીન ભીન ફલજ દાખે; રાણી ચિત્તમાં રાખે;
"ચૌદનું ફલ વહી એહ; રહેશે ચૌદ રાજ શિર જેહ."

### ઢાળ

પૂરક માસે પુત્રરે, જન્મ્યો જયકરુ,
ઘર ઘર રંગ વધામણા એ;
આસન કંપ્યાં જાણીરે, છપ્પન્ન કુમરીઓ;
દશ દિશથી આવે તદા એ;
કરે શુચિકના કાજરે, હીલી મીલી રંગસ્યું;
આસન કંપે ઇંદ્રનાં એ;

જાણી જન્મ જિણંદરે, અવધિનાણથી,
જન્મ મહોત્સવને આવીયો એ;
મેરુગિરીદ લેઈ જાયરે, પંચ રૂપે કરી,
સોહમ ઈંદ્રો હરખસ્યું એ;
મિલીયા ચોસઠ ઇંદરે, તીરથ જલ થકી;
બહુ ઓચ્છવ નવરાવતા એ;
અનુક્રમે મુકી માતરે, નંદીશ્વરે જઈ,
અઠ્ઠાઈ મહોત્સવ કરે એ;
બાંધો તોરણ ઘરઘરે એ, મંગલ ગાએ ગીતરે,
તવ વિહાણે નરરાયરે;
જન્મ મહોત્સવ કરે, મુક્તાફલ તણા,
સ્વસ્તિક પૂરે આગણે એ,
શ્રી ગુરુ ઉત્તમ શિષ્ય રે, પદ્મવિજય ભણે,
અજિત જિણંદ ભવતારણો એ.
॥ ઈતિ શ્રી અજિતજિન કળશ સમાપ્ત ॥

# શ્રી વર્દ્ધમાનસ્વામી જન્માભિષેક કલશઃ

## શાર્દુલવિક્રીડિત છંદ.

શ્રેયઃ પલ્લવયંતુ વઃ પ્રતિદિનં સંસારદાવાનલં, દ્રાગ્નિર્વાપણકેલિલંપટતયા તે પુષ્કરાવર્ત્તકાઃ ॥ વાચાં વીરજિનેશ્વરસ્ય નિચયાઃ સદ્ધર્મ્મકલ્પદ્રુમો—લ્લાસપ્રાણિતસુક્તિયૌવનભરપ્રૌઢસ્પૃહપ્રાણિનાં ॥ ૧ ॥ દાને કલ્પતરુર્ગભીરિમગુણ રત્નાકરશ્ચંદ્રમાઃ સૌમ્યત્વે પ્રતિપન્નનિશ્ચલતયા ચિંતામણિ નિર્મલઃ ॥ લાવણ્યે મદનઃ સ એષ જયતાચ્ચિત્રં ચરિત્રં યતો, યો જનેશ્વરશાસનસ્ય કુરુતે નિત્યોત્સવાસુન્નતિમ્ ॥ ૨ ॥

## ॥ અથ ગદ્ય પાઠ ॥

અહો ભવ્યાઃ! શૃણુત તાવત્સકલકલાકલાપકુતૂહલિતચિત્તવૃત્તયઃ, કંચનાપિ સહૃદયહૃદયવશીકરણલાલસં, પ્રાપ્તાવસરં શ્રીમન મહાવીર જન્માભિષેક કલશમ્ ॥ ૧ ॥

## ॥ છપ્પીસો છંદ ॥

આરામમંદિર વાવીસુંદિર તુંગતોરણરમ્મ, પાયાર જિણહર કૂવ સરવર સગ્ગ જાણવા ખમ્મ; જહિં કુંડલ ઝલકતિ નેઉર ખલકતિ લહકતિવરનારી, જહિંદિસતિ ગજવડી આરિયાવડિ રણયકંચણકારિ. ॥ ૧ ॥ જહિં તુરયમયગલરથહિં

મહિત અઇસુ અત્થઇ ઠામ; જહિં અઇ મણોહર સત્તકારહ ખત્તિયકુંડગ્ગામ; તહિં રાઉ અચ્છઇ ગુણહિ રજિઉ તિસલા-દેવીકંત, સિદ્ધત્થ નામિ નયરગામહિ સમિધ સુંદર સંત ॥ ૨ ॥ આસાઢમાસે નવીનઆસે સુદિ છટ્ઠીહિં વીર ઉવર્ઇન્નુ સામિઅ તિસલદેવી ઉઅરિ અતિગભીર, તા ચિત્તમાસે સુકલિતેરસિ જમ્મ હૂઓ દેવ, તા દેવ દાણવ રાય રાણા જાસુ કરિસિ સેવ ॥ ૩ ॥

તા થિરર થિરર કંપિ આસણિ સુરિંદ કરે કોવ ભરિ ભરિ કુલિસ દગંદે, તઓ ઉહિનાણેણ જાણેઇ જમ્મં, પર હરિ-ગ ભરિ ભરિ અઇવિ રમ્મ ॥ ૧ ॥ તઓ ઘંટ વાજંતિ સોહમ્મલોએ, ત્રિવટ ત્રિઘટ ત્રિઘટંતિ હોએ: દસ દેવલોઆ હુવે ચંદ સૂરા, વણમંતરા ઇંદ બત્તીસ પૂરા ॥ ૨ ॥ તઉ વીસ આવંતિ કિર ભુવણવાસી, ઇમ ઝગમગતા તે ચઉસટ્ઠિ આસી; સુહમ્માદિઓ પંચરૂવો જિણંદે, નિઓચ્છંગિ ધારિત્ત પત્તો ગિરિંદં ॥ ૩ ॥

॥ વસ્તુ છંદ ॥

તિત્થતિત્થહ તિત્થતિત્થહ નીર આણેવિ—દેવાસુર-મિલિય સવે કણય રયણમય કલસ ભરિયણિ, કુસુમંજલિ પય પઇવિય ઇંદ હોડી આસં કનિયનાણિ, કિમ

સહિસી લહુ વીર; જિણુ જલહિપમાણિ નીર; તા કંપાવિઅ મેરુગિરિ, ચલણંગુલિભરિ ધીર ॥ ૧ ॥

॥ બત્તીસો છંદ ॥

તાર ડડર ડક્કિઅ શંગ ઢલક્કિઅ ફુટ્ટિઅ ત્રુટ્ટિઅ ઢોલ, તાત્રાટક ત્રટક્કે રણુણ રણુક્કે રણુણિઅ ઝણુણિઅ ઝોલ; તાગજ્જિઅ અંબર વજ્જિઅ જલનિહિ ગુંજિઅ નિજ્જરણાઈ, તા કાયર કંપિઅ કામિણિ હુંક્કિઅ તુટ્ટિઅ આભરણાઈ, ॥૧॥ તા કુસ્મ કડુક્કિઅ સેસ ધડુક્કિય થરહરિઓ વારાહ, સાયરજલ ફલિયા, ગિરિ ઢલઢલિયા તહુ તક્કો નરનાહ; દિગ્ગયગડગડિઆ ગિહ ખડખડિઆ નહુ નક્કો માર્ત્તંડ, સહસક્ખચમક્કિઅ સુરગણસંકિઅક્કિર ફુટ્ટો બંભંડ ॥૨॥ ચલણંડ્ગુલિ ચાલે મજ્જણ કાલે સુરગિરિકંપિત પિક્ખિ, કોવે ધડહડિઓ મોહે નડિઓ સુંઈહ હરિ તિનિક્ખ; તા ઓહિ પઉંજિય જિણબલુ જાણિય વિમ્હિઅ હિઅડે સક્ખિ, ન સુણિઅ મઈ સુદ્ધ પભણિઅ ઈંદ્દે વીરજિણેસર રક્ખિ. ॥ ૩ ॥

॥ ગાથા છંદ ॥

આકંપિઅ તિહુઅણં, ઈંદો નાઉણુ ઓહિનાણેણં, ખામેઈ મહાવીરં, જાણિત્તં પરક્કમં તસ્સ. ૧

॥ સત્તાવીસો છંદ

તાથોકિ થોંથો ધુધુમિ ધુધુમિ દ્રેગિ જયઢક વજ્જિઅલા કટિદોંગિ દૌં દૌં ત્રિપુન ત્રિપુનનિ ધુધુમિ ધુધુમિઅ મદ્દલા; તાક્રરક્રરકતિ વજ્જિઅ આઉજ ઝગડદિગિઝગડદિગિ ઝલ્લરી, દંગડદૌ કિ દૌ દૌં તિવલિવજ્જિઅ દુદુંભિદિગિનગિ દિગમરી. ॥ ૧ ॥ તાઔં કિઔં ઔં સખ વજ્જિઅ તાલ રમઝમ ચમક્કિઆ, તાક્રિડક્રિડતિ ક્રિડસંમતિ કાહલી રમઝમચમક્કિઆ; તાઝિઝિમિરિગ્મંઝિઝિમિરિગ્મંઝિઝિમિઝમિકંસાલએ, તાદગડદિગિ દગડદિગિ દિગમિદોદોવીણુલીણુઉલાલએ ॥૨॥ ઈમઈદ મિલિહુણિ કલસભરિહુણિ સુરભિનીરહિં ભરિઅલા, સિરિવીરનાહહિંમેરુમથ્થઈઝિઝિમિરમિઝિમિણહવિઅલા; તાનેકમગલતિથ્થકરિહુણિ વીરજણુણીહુ અપ્પિઓ, તા સયલ સુરવર ઠામિ પહુતલરગ જગિ થિર થપ્પિઓ ॥૩॥ તાવાદીયદેવસૂરિપાયપણમવિ અનઈપુણદેવસૂરિ; તાછ દિઆગમિતક્કિસુંદરુ સુગુરુ રામચ દસૂરિ; જગે જયઓ મગલસૂરિગુલ્લિઅ મહાવીરઅભિસેઉ તઓ; કણયકલસહિ ણહવહુ ભવિઆં પૂજહુ એહ જ દેઓ ॥ ૪ ॥

॥ ઇતિ શ્રીમહાવીરજન્માભિષેકકલશ ॥

॥ વિધિ ॥

એ પાઠ કહી ચાર પ્રમુખ કલશની એકધારા હુએ તિમ દૂધ ૧, દહીં ૨, ઘી ૩, પાણી ૪, ખાંડ ૫, આદિ મીઠી વસ્તુ પંચામૃતનો પખાલ કીજે. ત્યારબાદ–

॥ ગાથા છંદ ॥

અભિષેક તોય ધારા, ધારેવ ધ્યાનમંડલાગ્રસ્ય; ભવ-ભુવનભિત્તિભોગાન્, ભૂયોઽપિ ભિનત્ત ભાગવતી ॥ ૧ ॥

॥ વિધિ ॥

એ ગાથા કહીને એક કલશપ્રમુખે વિશુદ્ધધારાનો અભિ-ષેક કીજે. અંગ લૂહી ચંદન પુષ્પાદિકે કરી પૂજીએ. ત્યાર-બાદ આરતિ, મંગલદીવો, કલશ પાણીએ ભર્યો, માટી, સીહું, કપૂર, ઘી, ગોળ, પુષ્પમાલા, છુટાં ફૂલ, અખ્યાણું, કંકાવટી, સોપારી. નાણું, એટલી વસ્તુ પૂર્વે મેલીએ. પ્રથમ આરતી મંગલ દીવો ઘીએ પૂરી પ્રગટ કીજે, કંકુનો સાથીઓ કરી ઉપર ચોખા પૂરી બેહુ ઉપરિ પૂગીફલ મુકીએ, પ્રતિમાથી વામભાગે આરતિ, દક્ષિણભાગે મંગલ દીવો મૂકીએ, મંગલ દીવામાંહી ગોળ તથા કપૂરની વાટ મૂકીએ, બેહુ એક પટ ઉપર મૂકીએ, આરતિ આગલ વામભાગે, પ્રભુથી મૃત્તિકા

બીડુ મૂકીએ, કારક-ધારક બેઉ ઊભા થાય. પછે ધારક ઉંચે સ્વરે ગાથા ભણે, તે આ પ્રમાણે.—

ઉવણેઉ મંગલં વો, જિણાણં મુહલાલિજાલસંવલિઆ;
તિત્થપવત્તણસમએ, તિઅસવિમુક્કા કુસુમવુઠ્ઠી. ॥૧॥

॥ વિધિ ॥

એ ગાથા કહી ફુલવૃષ્ટિ કરીને બેસે, અગર ફરી જગણા કરે, જિનને વામભાગે રાખે, કારક હાથે લૂણ આપે ને ત્રણવાર ગાથા કહે તે આ પ્રમાણે –

॥ ગાથા ॥

ઉઅહ પડિભગ્ગપસર, પયાહિણં મુણિવઈ કરેઊણ;
પડઇ સલોણત્તણલજ્જિઅંવ, લોણ હુ અવહમ્મિ ॥૧॥

॥ દોધક છંદ ॥

પિખ્ખેવિણ મુહ જિણવરહ, દીહરનયણ સલોણ; નાવઇ ગુરુ મચ્છર ભરિયો, જલણિ પવિસઈ લોણ ॥૧॥ ણહવિઉ સુરિંદે જિણહ તણ, અહિયરૂવ તવ સલોણ, ભાવસારકરયલિ ધરેવિ,ઉત્તારિઅલોણ ॥૨॥લોણઉતારહુ જિણવરહ,તિણ્ણિ પયાહિણ દેવિ, તડયડસદ્દ કરતુઅહ, વિજ્ઝાવિજ્જજલેવિ ॥ ૩ ;।

॥ ગાથા ॥

જં જેણુ વિજઝવિજ્જઈ, જલણું તં તુહં નિયછછહસદ્ઃ;
જિણરૂવમચ્છરેણ વ, ફુટ્ટઈ લોણં તડપડંતં ॥ ૧ ॥
સવ્વંમુણિવઈજડવિજલુ, તં તુહમમડેપાસિ; અહવ કયંતસુ-
નિમ્મલો, નિગ્ગુણુબુદ્ધિપયાસ ॥ ૨ ॥

॥ દોધક છંદ ॥

જલનિમ્મલકરકમલહિં લેવિણુ,સુરવઈ ભાવે મુણિવઈસે-
વણુ; પભણઈ જિણવર તુહ પય સરણું,તઈ તુહિં લબ્ભઈ સિદ્ધિ-
ગમણુ ॥ ૨ ॥ જલ આણેવિણુ જલનિહિ માસહુ, ભરવિ ક-
યંજલિ ભાવિં પાસહુ, તિણ્ણિ પયાહિણુ દેવિણુ પાસહુ,
જિમ જિણ છુટ્ટઈ ભવદુહ પાસહુ ॥ ૨ ॥

॥ વિધિ ॥

એ ગાથા ભણતી વખતે લુણ પાણી ઊતારીએ, ત્યાર-
બાદ આરતિ પૂજાવીયે, ધારકને ઊભો રાખી કારક જિનને
ખમાસમણુ દઈને આરતિ ધારકના હાથમાં આપે. ત્યાર
પછી બેહુ પાસે પાણીની ધાર દઈ ગાથા ત્રણ ભણે તે
કહે છે.

॥ ગાથા ॥

મરગયમણિઘડિયવિસાલ, થાલમાણિક્કમંડિયપઈવો;

ન્હવણયર કરુખિત્તં, ભમઇજિણારત્તિયં તુમ્ભં. ॥ ૧ ॥ આરત્તિયં નિયરછહ જિણુરસ,સરૂવકસિણાગુરુચ્છાય; પાસે- સુભમઈ નજ્જઈ, સંગમઓ વિભિન્નદિટ્ઠિવ્વ ॥૨॥ પસમેઉ વો ભવતર, સમજ્જિઅં કમ્મરેણુ સથાય; આરત્તિઆણુ લગ્ગા, ઉચ્છલંતી સલિલધારા ॥ ॥

॥ વિધિ ॥

એ ગાથા કહી તે ભણતે થકે, દક્ષિણ પાસેથી જિન પ્રમાણુ ફેરે, વાર અઢી ઉતારી ડાબે પાસે મૂકીએ; ત્યારબાદ મંગલદીવો પૂજાવી, ખમાસમણ દઇ ધારક હાથે આપીએ, તિલક કીજે, ફુલનો હાર ઘાલે જિનને ધારકને લુંછણું કરીએ. કપૂર મંગલદીવામાહિં મૂકીએ વાર ૩ તથા ૩ સૃષ્ટિ ફેરવીએ.

॥ ગાથા ॥

કોસબિસંઠિઅસ્સ વિ, પયાહિણ કુણઈ મઉલિઅપ- ઇવો, જિણસોમદસણે દિણયરૂવ તુહ મગલપઇવો ॥ ૧ ॥ ભામિજ્જંતો દેવીહિ દેવેહિ, (કેટલેક સ્થળે સુરસુંદરીહિં, એ પાઠ છે ) તુહનાહ મંગલ પઈવો; કણયાયલસ્સ નજ્જઇ, ભાણુવ્વ પયાહિણ દિંતો ॥ ૨ ॥

॥ વિધિ ॥

એ ગાથા કહી મગલદીવો ઊતારીએ એ ગાથા પુરા-

તનપૂર્વાચાર્ય શ્રીહરિભદ્રસૂરિ કૃત જણાય છે. જે માટે સમરાદિત્યકેવલિચરિત્ર મધ્યે પણ એ ગાથા છે. તે માટે સ્નાત્રના કર્ત્તાકૃત નહી એમ જણાય છે. પછે તો બહુશ્રુત વદે તે પ્રમાણ.

પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા

## ૩. પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્ર પૂજા.

(સ્નાત્રવિધિ માટે પહેલે પાને જોવું)

ઢાળ પહેલી (પાંખડી ગાથા)

ચઉતીસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત ॥
સો પરમેસર દેખી ભવિ, સિંહાસણ સંપત્ત ॥ ૧ ॥

॥ ઢાળ ॥

સિંહાસન બેઠા જગભાણ, દેખી ભવિકજન ગુણમણિ ખાણ ॥ જે દીઠે તુજ નિર્મળ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરા ચરણ કમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુ૦ ॥ ૧ ॥ ચોવીસ વરાગી, ચોવીસ સોભાગી, ચોવીસ જિણંદા ॥ કુસુમાં૦ ॥

(પ્રભુના બન્ને ચરણે પૂજા કરવી.)

॥ ગાથા ॥

જે નિયગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગત્ત ॥
સુહ પુગ્ગલ આરોપતાં, જો તસુ રંગ નિરત્ત ॥ ૨ ॥

॥ ઢાળ ॥

જો નિજ આતમગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહ અ–

ફંદી ॥ જે પરમેસર નિજ પદ લીન, પૂજો પ્રણમો ભવ્ય અ-
દીન ॥ કુસુમાંજલિ મેલો શાન્તિજિણંદા ॥ ૨ ॥

(પ્રભુના બન્ને જાનુએ પૂજા કરવી)

॥ ગાથા ॥

નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ-સંપન્ન ॥
નિમ્મલ ધમ્મોવએસકર, સો પરમપ્પા ધન્ન ॥ ૩ ॥

॥ ઢાળ ॥

લોકાલોકપ્રકાશક નાણી ભવિજન તારણ જેહની વાણી ॥
પરમાનંદ તણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી ॥
કુસુમાંજલિ મેલો નેમિજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૩ ॥

(પ્રભુના બન્ને કરકમલે પૂજા કરવી)

॥ ગાથા ॥

જે સિદ્ધા સિજ્ઝંતિ જે, સિજ્ઝિસ્સંતિ અણંત ॥
જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત ॥ ૪ ॥

॥ ઢાળ ॥

શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમ પરિણામે જગત
નિહાળે ॥ ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇન્દ્રાદિક જસુ ચરણ
પખાળે ॥ કુસુમાંજલિ મેલો પાસજિણંદા ॥તો૦॥કુ૦॥૪॥

॥ ગાથા ॥

સંમદિઠ્ઠી દેસ–જય, સાહુ સાહુણી સાર ॥
આચારજ ઉવજ્ઝાય મુણિ, જે નિમ્મલ આધાર ॥૫॥

॥ ઢાળ ॥

ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું ॥ વિવિહ કુસુમવર જાતિ ગહેવી, તસુ ચરણે પણામંત ઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીર જિણંદા ॥ તો૦ ॥ ॥ કુ૦ ॥ ૫ ॥

( પ્રભુને મસ્તકે પૂજા કરવી )

( હવે અક્ષત લઈને ઊભા રહેવું. )

વસ્તુ–છંદ

સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ, કલ્લાણકવિહિ સંઠવિય, કરિય ધમ્મ સુપવિત્ત સુંદર ॥ સય ઇગસત્તરિ તિત્થંકર, એક સમય વિહરંતિ મહિયલ, ચવન સમય ઇગ વીસ જિણ, જમ્મ સમય ઇગ વીસ ॥ ભત્તિય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ ॥૧॥

ઢાળ બીજી ( એક દિન અચિરા હુલરાવતી–એ દેશી )

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિનભક્તિ પ્રમુખ ગુણ

પરિણમ્યા ॥ તજી ઈંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના ॥ ૧ ॥ અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા ॥ સવિ જીવ કરું શાસનરસી, ઇસી ભાવદયા મન ઉલ્લસી ॥ ૨ ॥ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલુ ॥ આયુબંધ વચ્ચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી ॥ ૩ ॥ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતે જ સાર ॥ મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્યખંડે અવતરે જિન નિધાન ॥ ૪ ॥

ઢાળ ત્રીજી (સ્વપ્નની)

પુણ્યે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે ॥ ગજવર ઉજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર ॥ ૧ ॥ નિર્ભય કેસરી-સિંહ, લક્ષ્મી અતિહી અબીહ ॥ અનુપમ ફૂલની માલ, નિર્મળ શશી સુકુમાળ ॥ ૨ ॥ તેજે તરણી અતિ દીપે, ઈન્દ્રધ્વજા જગ ઝીપે ॥ પૂરણ કળશ પંડૂર, પદ્મ સરોવર પૂર ॥ ૩ ॥ અગ્યારમે રયણાયર, દેખે માતાજી ગુણસા-ચર ॥ બારમે ભુવનવિમાન, તેરમે અનુપમ રત્નનિધાન ॥ ૪ ॥ અગ્નિશિખા નિરધૂમ, દેખે માતાજી અનુપમ ॥ હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે ॥ ૫ ॥ જગપતિ

જિનવર સુખકરૂ, હોશે પુત્ર મનોહર ॥ ઈન્દ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફલશે ॥ ૬ ॥

વસ્તુ-છંદ

પુણ્યઉદય પુણ્યઉદય, ઉપના જિનનાહ ॥ માતા તવ રયણી સમે, દેખી સુપને હરખંતી જાગીય ॥ સુપન કહી નિજ કંતને, સુપન અરથ સાંભળે સોભાગીય ॥ ત્રિભુવન-તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન ॥ ઈન્દ્રાદિક જસ પય નમી, કરશે સિદ્ધિ વિધાન ॥ ૧ ॥

ઢાળ ચોથી ( ચંદ્રાવલીની દેશી )

સોહમપતિ આસન કંપીયોએ, દેઈ અવધિમન આણં-દીયોએ ॥ નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજળ તારણ પ્રગટયો જહાજ ॥ ૧ ॥ ભવઅટવી પારગ સથ્થવાહ, કેવળ નાણાદય ગુણ અગાહ ॥ શિવસાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટયો આષાઢી મેહ ॥ ૨ ॥ હરખે વિહસી તવ રોમ-રાય, વલયાદિકમાં નિજ તનુ ન માય ॥ સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ ॥ ૩ ॥ સગ અડપય સામો આવી તત્થ, કરી અંજલીય પ્રણામીય મત્થ ॥ સુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિયલોય પહુ દીઠો ઉદાર ॥ ૪ ॥

રેરે નિસુણો સુરલોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ ॥ તસુ શાન્તિકરણ જળધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરુડવાન ॥ ૫ ॥ તે દેવ સકળ તારણ સમત્થ, પ્રગટયો તસ પ્રણમી હુવો સનાથ ॥ એમ જંપી શક્રસ્તવ કરેવી, તવ દેવ દેવી હરખે સુણેવી ॥ ૬ ॥ ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન ॥ નરક્ષેત્ર આરજ વંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ ॥ ૭ ॥ પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિન શાસન મંગલ અતિ વિશેષ ॥ સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમઅર્થી જનને ઉમંગ ॥૮॥ શુભ વેળા લગને તીર્થનાથ, જન્મ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ ॥ સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઈ અતીવ ॥૯॥

(પછી જગચિંતામણિનું ચૈત્યવન્દન કહીને જય વીયરાય અરધા સુધી કહેવું. પછી હાથ ધોઇ લૂછી નાખવા, ને એક નવકાર ગણીને કળશને ધૂપ દઇ હાથમાં લઈને લુગડું ઢાંકી નીચે પ્રમાણે કળશ કહેવો.)

॥ ઢાળ પાંચમી ॥

(શ્રી શાન્તિજિનનો કળશ કહીશું, પ્રેમ સાગર પૂર—એ દેશી)

શ્રી તીરથપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર ॥ નરખિત્ત મંડણ દુહવિહંડણ, ભવિક મન આધાર ॥ તિહાં

રાય રાણા હર્ષ ઉત્સવ, થયો જગ જયકાર ॥ દિશિકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ॥૧॥ નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણછંદ ॥ જિન જનની પાસે આવી પહોતી, ગહગહતી આણંદ ॥ હે માય ! તેં જિન-રાજ જાયો, શુચિ વધાયો રમ્મ ॥ અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સૂઈકમ્મ ॥ ૨ ॥ તિહાં ભૂમિ શોધન, દીપદર્પણ વાય વીંજણ ધાર ॥ તિહાં કરીય કદલીગેહ જિનવર, જનની મજ્જનકાર ॥ વર રાખડી જિનપાણી બાંધી, દીયે એમ આશિષ ॥ જુગ કોડાકોડી ચિરંજીવો, ધર્મદાયક ઈશ. ॥૩॥

( આ ઠેકાણે દર્પણ તથા ચામર વીંઝવો )

## ઢાળ છઠ્ઠી (એકવીશાની)

જિણ રયણીજી દશદિશિં ઉજ્જવલતા ધરે ॥ શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે ॥ જિન જનમ્યાજી, જેણે અવસર માતા ઘરે ॥ તેણે અવસરજી ઈંદ્રાસન પણ થરહરે ॥

॥ ત્રુટક ॥

થરહરે આસન ઇન્દ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો ॥

જિન જન્મ ઉત્સવકાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો ॥
નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જિનવર, જાણી ભકતે ઉમ્મહ્યો ॥
વિકસિત વદત પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો ॥૧॥

( આ ઠેકાણે ઘંટનાદ કરવો )

॥ ઢાળ ॥

તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવએ ॥સુરલોકેજી, ઘોષણા એહ દેવરાવ એ ॥ નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે ॥ તસુ ભગતેજી, સુરપતિ મંદરગિરિ ગછે ॥

॥ ત્રુટક ॥

ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભુવન જીવન જિનતણો ॥
જિન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો ॥
તુમ સુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાળતાં, ॥
આપણાં પાતિક સર્વ જાશે, નાથ ચરણ પખાળતાં ॥૨॥

॥ ઢાળ ॥

એમ સાંભળીજી, સુરવર કોડી બહુ મલી ॥ જિન વંદનજી, મંદરગિરિ સામા ચલી ॥ સોહમપતિજી, જિન જનની ઘર આવીયા ॥ જિન માતાજી, વંદી સ્વામી વધાવીયા ॥૩॥

॥ ઢાળ ॥

( આ ઠેકાણે અક્ષતથી વધાવવા )

॥ ત્રુટક ॥

વધાવીયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ ॥
ત્રૈલોક્યનાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ ॥
હે જગતજનની પુત્ર તુમચો, મેરુ, મજ્જન વર કરી ॥
ઉત્સંગ તુમચે વલિય થાપીશ, આતમા પુણ્યે ભરી ॥ ૩ ॥

॥ ઢાળ ॥

સુરનાયકજી જિન નિજ કરકમલે ઠવ્યા ॥ પંચરૂપેજી, અતિશે મહિમાએ સ્તવ્યા ॥ નાટકવિધિજી, તવ બત્રીશ આગળ વહે ॥ સુર કોડીજી, જિન દર્શનને ઉમ્મહે ॥

॥ ત્રુટક ॥

સુર કોડાકોડી નાચતી વળી, નાથ શુચિગુણ ગાવતી ॥ અપ્સરા કોડી હાથ જોડી, હાવભાવ દેખાવતી ॥ જયો જયો તું જિનરાજ જગગુરુ, એમ દે આશિષ એ ॥ અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ ॥ ૪ ॥

॥ ઢાળ ॥

સુરગિરિવરજી, પાંડુકવનમેં ચિહુંદિશે ॥ ગિરિશિલા પરજી, સિંહાસન સાસય વસે ॥ તિહાં આણીજી, શક્રે જિન ખોળે ગ્રહ્યા ॥ ચોસઠેજી તિહાં સુરપતિ આવી રહ્યા ॥

આવીયા સુરપતિ સર્વ ભકતે, કળશશ્રેણી બનાવએ ॥
સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધિ, સર્વ વસ્તુ અણાવએ ॥
અચ્યુતપતિ તિહા હુકમ કીનો, દેવ કોડાકોડીને ॥
જિનમજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને ॥ ૫ ॥

ઢાળ સાતમી ( શાન્તિ કારણે ઈંદ્ર કલશા ભરે—એ દેશી )

આત્મસાધન રસી દેવ કોડી હસી, ઉલ્લસીને ધસી ક્ષીર સાગર દિશી ॥ પઉમદ્રહ આદિ વળી ગંગપમુહા નઈ, તીર્થ-જળ અમલ લેવા ભણી તે ગઈ ॥ ૧ ॥ જાતિ અડકળશ કરી સહસ અઠ્ઠોતરા, છત્ર ચામર સિંહાસન શુભતરા ॥ ઉપગરણ પુષ્ફ ચંગેરી પમુહા સવે, આગમે ભાખિયા તેમ આણી ઠવે ॥ ૨ ॥ તીર્થજળ ભરિય કર કળશ કરી દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરતા ॥ તિરિય નર અમર ને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા ॥૩॥ સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કળશપાણી મિષે ભક્તિજળ સીંચતા ॥ મેરુ સિહરોવરે સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સગ જિન દેખી મન ગહગહી ॥૪॥

વસ્તુ-છંદ

હંહો દેવા હંહો દેવા અણાઈ કાલો, અદિટ્ઠ પુવ્વો

તિલોયતારણો, તિલોયબંધુ. મિચ્છત્ત મોહવિધ્ધંસણો અણાઈ તિન્હા વિણાસણો, દેવાહિદેવો દિટ્ઠ બોહિય કામેહિં ॥ ૫ ॥

॥ ઢાળ પૂર્વની ॥

એમ પભણંત વણ ભવણ જોઇસરા, દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા ॥ કેવિ કપ્પટ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વર રમણી વયણેણ અઈ ઉચ્છુગા ॥૬॥

॥ વસ્તુ છંદ ॥

તત્થ અચ્ચુય, તત્થ અચ્ચુય, ઈંદ આદેશ ॥ કરજોડી સવિ દેવગણ, લેય કળશ આદેશ પામિય ॥ અદ્ભૂતરૂપ સરૂપ જુએ, કવણ એહ ઉત્સંગે સામિય ॥ ઈંદ કહે જગ તારણો, પારગ અમ પરમેસ ॥ નાયક દાયક ધમ્મનિહિ, કરિયે તસુ અભિષેક ॥૭॥

( કળશાસાંથી અડધા જળે અભિષેક કરવો. )

॥ ઢાળ આઠમી ॥

( તીર્થકમળદલ ઉદક ભરીને, પુષ્કર સાગર આવે —એ દેશી )

પૂરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે ॥ આતમ નિર્મલભાવ કરંતા, વધતે શુભ પરિણામે ॥

અચ્યુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત ॥ સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ॥ ૧ ॥

॥ ગાહા ॥

તવ ઇસાણ સુરિંદો, સક્કં પભણેઇ, કરહ મુપસાઅં ॥ તુમ અંકે મહન્નહો, ખણમિત્તં અમ્હ અપ્પેહ ॥ ૨ ॥ તા સક્કિંદો પભણેઇ, સાહમ્મિઅવચ્છલંમિ બહુલાહો ॥ આણા એવં તેણ ગિણ્હિઅ, હોન્તુ કયત્થા ભો ॥૩॥

(સર્વ સ્નાત્રીઆઓએ કળશથી અભિષેક કરવો.)

॥ ઢાળ પૂર્વની

સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ ॥ કરિય વિલેપણ પુષ્પમાલ ઠવી, વર આભરણ અભંગ ॥ તવ સુરવર બહુ જય જયરવ કરી, નાચે ધરી આણંદ ॥ મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાજ્યું હવે ભવફંદ ॥૪॥ કોડી બત્રીશ સોવન ઉવારી, વાજતે વર નાદે ॥ સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુની, જનનીને સુપ્રસાદે ॥ આણી થાપી એમ પયંપે, અમ નિસ્તરિયા આજ ॥ પુત્ર તમારો ધણી હમારો, તારણહાર જહાજ ॥ ૫ ॥ માત જતન કરી રાખજે એહને, તુમ સુત અમ આધાર ॥ સુરપતિ ભક્તિ સહિત નંદીશ્વર, કરે જિનભક્તિ ઉદાર ॥ નિયનિય કપ્પ ગયા ગવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર ॥ દીક્ષા કેવળજ્ઞાન

કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર ॥ ॥ ૬ ॥ ખરતરગચ્છ જિનઆણારંગી, રાજસાગર ઉવઝાય ॥ જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરુતણે સુપસાય ॥ દેવચંદ્ર જિનભક્તે ગાયો, જન્મ મહોત્સવછંદ ॥ બોધિબીજ અંકૂરો ઉલસ્યો, સંઘ સયલ આનંદ ॥ ૭ ॥

કળશ ( રાગ બિલાવલ )

એમ પૂજા ભક્તે કરો, આતમહિત કાજ ॥ તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ ॥ એમ૦ ॥ ॥ ૧ ॥ કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ ॥ સંપય સીમંધર પ્રભુ, કેવળનાણ દિણિંદ ॥ એમ૦ ॥ ૨ ॥ જન્મ મહોત્સવ એણીપરે, શ્રાવક રુચિવંત ॥ વિરચે જિન પ્રતિમાતણો, અનુમોદન ખંત ॥ એમ૦ ॥ ૩ ॥ દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવપાર ॥ જિનપડિમા જિન સારખી કહી સૂત્ર મઝાર ॥ એમ પૂજા ભક્તે કરો ॥ ૪ ॥

(પછી પ્રભુજીનો શુદ્ધ જળથી પ્રક્ષાલ કરી અંગલૂંછણાં ત્રણ કરી, કેસર ચંદનથી પૂજા કરી, પુષ્પ ચડાવી, ધૂપ કરી, અક્ષત, ફળ નૈવેદ્ય મૂકી આરતિ તથા મંગળ દીવો ઉતારવો.)

પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત

## અઢીસો અભિષેકની વિગત

૧૦ વૈમાનિક બાર દેવલોકના દશ ઇંદ્ર તેના દશ અભિષેક.
૨૦ ભવનપતિના વીશ ઇંદ્રના વીશ અભિષેક.
૩૨ વ્યંતરના બત્રીશ ઇંદ્રના બત્રીસ અભિષેક
૧૩૨ જ્યોતિષી અઢીદ્વીપમાંના છાસઠ ચદ્ર અને છાસઠ સૂર્ય મળી એકસો બત્રીસના એકસો ને બત્રીસ અભિષેક.
૮ સૌધર્મેન્દ્રની આઠ અગ્રમહિષીના આઠ અભિષેક.
૮ ઇશાનેદ્રની આઠ અગ્રમહિષીના આઠ અભિષેક.
૫ ચમરેદ્રની પાંચ અગ્રમહિષીના પાંચ અભિષેક.
૫ બલીદ્રની પાચ અગ્રમહિષીના પાચ અભિષેક.
૬ ધરણેદ્રની છ પટરાણીના છ અભિષેક.
૬ ભૂતાનેદ્રની છ પટરાણીના છ અભિષેક.
૪ વ્યંતરની ચાર અગ્રમહિષીના ચાર અભિષેક.
૪ જ્યોતિષીની ચાર અગ્રમહિષીના ચાર અભિષેક.
૪ ચાર લોકપાલના ચાર અભિષેક.
૧ એક અંગરક્ષક દેવનો અભિષેક.
૧ સામાનિક દેવોનો એક અભિષેક.
૧ કટકના દેવનો એક અભિષેક.
૧ ત્રાયત્રિંશક દેવનો એક અભિષેક.
૧ પરષદાના દેવોનો એક અભિષેક
૧ પઇન્નગસુરનો એટલે પ્રજાસ્થાનીય દેવનો એક અભિષેક.
૨૫૦

# શ્રી વિવિધ પૂજા-સંગ્રહ

## પૂજા સંગ્રહ ભાગ બીજો

## પંડિત શ્રી વીરવિજયજી કૃત પૂજાઓ

### શ્રી પંચકલ્યાણક પૂજા,

આ પૂજામાં ઉત્કૃષ્ટ ફળ, નૈવેદ્ય પકવાન્ન વગેરે દરેક વસ્તુનાં આઠ આઠ નંગ લાવવાં. આઠ સ્નાત્રીયા ઊભા રાખવા. આઠ કળશ પંચામૃતના ભરવા. આઠ દીપક કરવા અને કુસુમ (ફૂલ) અક્ષત (ચોખા) પ્રમુખ વસ્તુઓ જોઈએ. કદાપિ તે પ્રમાણે જોગ ના બને તેમ હોય તો એકેકી વસ્તુથી પણ પૂજા ભણાવી શકાય.

### વિધિ

૧. પ્રથમ સ્નાત્ર ભણાવવું, પછી સ્નાત્રીયા રકેબીમાં કુસુમ (ફૂલ) લેઈ ઊભા રહે અને પૂજા ભણાવનારાઓ પહેલી પૂજા ભણાવી મંત્ર કહે એટલે સ્નાત્રીયા કુસુમ (ફૂલ) પ્રભુજીને ચઢાવે.

૨. બીજી પૂજામાં લવિંગ, એલચી, સોપારી, નાળીએર, બદામ, દ્રાક્ષ, બીજોરાં, દાડમ, નારંગી, કેરી, કેળાં, પ્રમુખ, સરસ, સુગંધિત રમણીય ફળ રકેબીમાં રાખી, રકેબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણીને પ્રભુ આગળ ફળ ધરે.

૩. ત્રીજી પૂજામાં ઉજજવલ અખંડ અક્ષત (ચોખા) રકાબીમાં નાંખી, રકાબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુજી આગળ સ્વસ્તિક તથા તંદુલના ત્રણ પુંજ (ઢગલા) કરે.

૪. ચોથી પૂજામાં નિર્મળ જળે ભરેલા કળશ રકેબીમાં રાખી, રકેબી હાથમાં લેઈ પ્રભુ આગળ ઊભા રહે પછી પૂજાનો પાઠ ભણીને છેલ્લો મંત્ર કહી જળપૂજા કરે.

૫. પછી પખાળ કરી અંગલૂછણાથી લૂહીને કેસરની કચોળી (વાટકી) રકેબીમાં રાખી હાથમા લઈ પાચમી પૂજાનો પાઠ ભણી છેલ્લો મંત્ર કહી ચંદન પૂજા કરે.

૬. છઠ્ઠી પૂજામા ધૂપધાણુ, રકેબીમાં રાખી હાથમા લઇ પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી, પ્રભુની ડાબી બાજુ ધૂપ ઉખેવે.

૭ સાતમી પૂજામાં, મોલીસૂત્ર પ્રમુખની વાટ (દીવેટ) કરી નિર્મળ સુગંધિત ઘીથી કોડિયાં ભરી દીપક કરી રકેબીમાં રાખી રકેબી હાથમાં લઈ પૂજાનો પાઠ કહી, છેલ્લો મંત્ર ભણી, પ્રભુજીની જમણી બાજુએ દીપક રાખીએ.

૮. આઠમી પૂજામાં મોદક, સાકર, ખાજા, પતાસાં પ્રમુખ અનેક ઉત્તમ પકવાન રકેબીમા ભરી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુ આગળ નૈવેદ્ય ધરે

છેવટે પૂજાનો કળશ કહી સ્નાત્રીઆઓ આરતિ ઉતારી પ્રભુજીથી અંતરપટ કરી પોતાના નવ અંગે ચાલ્લા કરી મંગળદીવો ઉતારે.

## ॥ અથ ચ્યવનકલ્યાણકે પ્રથમ પુષ્પપૂજા ॥

### ॥ દુહા ॥

શ્રી શંખેસર સાહિબો, સુરતરુસમ અવદાત ॥ પુરિસાદાણી પાસજી, ષડ્દર્શન વિખ્યાત ॥ ૧ ॥ પંચમ આરે પ્રાણિયા, સમરે ઉઠી સવાર ॥ વાછિત પૂરે દુઃખ હરે, વંદું વાર હજાર ॥૨॥ અવસર્પિણી ત્રેવીસમા, પાર્શ્વનાથ જખ હુંત ॥ તસ ગણધરપદ પામીને, થાશો શિવવધૂ કંત ॥૩॥ દામોદર જિનમુખ સુણી, નિસુ આતમ ઉદ્ધાર ॥ તદા આષાઢી શ્રાવકે, મૂર્તિ ભરાવી સાર ॥૪॥ સુવિહિત આચરજ કને, અંજનશલાકા કીધ ॥ પંચકલ્યાણક ઉત્સવે, માનું

વચનજ લીધ ॥૫॥ સિદ્ધ સ્વરૂપ રમણ ભણી, નૌતમ પડિમા જેહ ॥ થાપી પંચકલ્યાણકે, પૂજે ધન્ય નર તેહ ॥ ૬ ॥ કલ્યાણક ઉત્સવ કરી, પૂરણ હર્ષ નિમિત્ત ॥ નંદીસર જઈ દેવતા, પૂજે શાશ્વત ચૈત્ય ॥ ૭ ॥ કલ્યાણક પૂજન સહિત, રચના રચશું તેમ ॥ દુર્જન વિષધર ડોલશે, સજ્જન મનશું પ્રેમ ॥૮॥ કુસુમ ફળ અક્ષત તણી, જળ ચંદન મનોહાર; ધૂપ દીપ નૈવેદ્યશું, પૂજા અષ્ટ પ્રકાર ॥૯॥

( ઢાળ પ્રથમ પૂરવ દિશે એ—દેશી )

પ્રથમ એક પીઠિકા, ઝગમગ દીપિકા, થાપી પ્રભુ પાસ તે ઉપરે એ ॥ રજત રકેબીઓ, વિવિધ કુસુમે ભરી, હાથ નરનારી ધરી ઉચ્ચરે એ ॥ ૧ ॥ કનકબાહુ ભવે, બંધ જિનનામનો, કરીય દશમે દેવલોકવાસી ॥ સકલ સુરથી ઘણી, તેજ કાન્તિ ભણી, વીસ સાગર સુખ તે વિલાસી ॥૨॥ ક્ષેત્ર દશ જિનવરા, કલ્યાણક પાંચસે, ઉત્સવ કરત સુર સાથશું એ ॥ થઇય અગ્રેસરી સાસય જિનતણી, રચત પૂજા નિજ હાથશું એ ॥ ૩ ॥ યોગશાસ્ત્રે મતા, માસ ષટ્ થાકતા, દેવને દુઃખ બહુ જાતિનું એ ॥ તે નવિ નીપજે, દેવ જિન જીવને, જોવતાં ઠાણ ઉપપાતનું એ ॥૪॥ સુગતિપુર મારગે, શીતળ છાંયડી, તીર્થની ભૂમિ ગંગાજલે એ ॥ ચૈત્ય અભિષેકતા સુકૃતતરુ સીંચતા, ભકતે બહુલા ભવિ ભવ તરે એ

॥ ૫ ॥ વારણ ને અસિ, દોય વચમાં વસી, કાશી વારાણસી નયરીયે એ ॥ અશ્વસેન ભૂપતિ, વામા રાણી સતી, જનમતિ રતિ અનુસારિયે એ ॥ ૬ ॥ ચાર ગતિ ચોપડા ચ્યવનના ચૂકવી, શિવ ગયા તાસ ઘર નમન જાવે ॥ બાલરૂપે સુર તિહા, જનની મુખ જોવતાં, શ્રી શુભવીર આનંદ પાવે ॥ ૭ ॥

॥ કાવ્યમ્ ॥ ઉપજાતિવૃત્તમ્ ॥

ભોગી યદાલોકનતોઽપિ યોગી, બભૂવ પાતાલપદે નિયોગી, કલ્યાણકારી દુરિતાપહારિ, દશાવતારી વરદઃ સપાર્શ્વઃ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મ—જરા—મૃત્યુ-નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, પુષ્પાણિ યજામહે સ્વાહા ॥

॥ અથ ચ્યવનકલ્યાણકે દ્વિતીય ફૂલ પૂજા ॥

॥ દુહા ॥

કૃષ્ણ ચતુર્થી ચૈત્રની, પૂર્ણાયુ સુર તેહ ॥
વામા માત ઉદર નિશિ, અવતરિયા ગુણગેહ ॥ ૧ ॥
સુપન ચતુર્દશ મોટકાં, દેખે માતા તામ ॥
રયણી સમે નિજ મંદિરે, સુખ શય્યા વિશ્રામ ॥ ૨ ॥

॥ઢાળ॥ મિથ્યાત્વ વાસીને, કોશ્યા સમકિત પામી રે–એ દેશી ॥

રૂડો માસ વસંત ફળી વનરાજી રે, રાયણ ને સહકાર વાલા ॥ કેતકી જાય ને માલતી રે, ભ્રમર કરે ઝંકાર વાલા ॥ કોયલ મદભર ટહુકતી રે, બેઠી આંબા ડાળ વાલા ॥ હંસ યુગલ જળ ઝીલતાં રે, વિમલ સરોવર પાળ વાલા ॥ મંદ પવનની લહેરમાં રે, માતા સુપન નિહાળ વાલા ॥ એ આંકણી ॥ દીઠો પ્રથમ ગજ ઉજ્વલો રે, બીજે વૃષભ ગુણવંત વાલા ॥ ત્રીજે સિંહ જ કેસરી રે, ચોથે શ્રીદેવી મહંત વાલા ॥ માળ યુગલ ફૂલ પાંચમે રે, છઠ્ઠે રોહિણી કંત વાલા ॥ ઉગતો સૂરજ સાતમે રે, આઠમે ધ્વજ લહકંત વાલા ॥ રૂડો માસ૦ ॥૧॥ નવમે કળશ રૂપાતણો રે, દશમે પદ્મસર જાણ વાલા ॥ અગ્યારમે રત્નાકરુ રે, બારમે દેવ વિમાન વાલા ॥ ગંજ રત્નનો તેરમે રે, ચઉદમે વહ્નિ વખાણ વાલા ॥ ઉતરતાં આકાશથી રે, પેસતાં વદન પ્રમાણ વાલા ॥ રૂડો૦ ॥ ૨ ॥ માતા સુપન લહી જાગીયાં રે, અવધિ જુવે સુરરાજ વાલા ॥ શક્રસ્તવ કરી વંદીયા રે, જનની ઉદર જિનરાજ વાલા ॥ એણે સમે ઇંદ્ર તે આવીયા રે, મા આગળ ધરી લાજ વાલા ॥ પુણ્યવતી તુમે પામીયું રે, ત્રણ ભુવનનું રાજ્ય વાલા ॥ ॥રૂડો૦॥૩॥ ચૌદ સુપનના અર્થ કહી રે, ઇંદ્ર ગયા નિજ

॥ કાવ્યં ॥

[5]કટુકકર્મવિપાકવિનાશનં, સરસપક્વફલકૃતઢૌકનમ્ ॥
વિહિતવૃક્ષફલસ્યવિભો:પુર:, કુરુત સિદ્ધિફલાય મહાજના: ॥૧॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રી પરમ૦ ફલાનિ યજામહે સ્વાહા ॥

॥ એમ કહી ફલ ચઢાવવાં ॥

## ॥ અષ્ટમ નૈવેદ્ય પૂજા ॥

॥ દુહા ॥

નૈવેદ્ય પૂજા આઠમી, [1]ભાતિ શત પકવાન્ન ॥
થાળ ભરી જિન આગળે, ઠવિયે ચતુર સુજાણ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

॥ શ્રાવણ વરસે રે સ્વામી, મેલી મ જાઓ રે અંતરજામી–એ દેશી ॥

ભરતેશ્વરને રે વારે, અષ્ટાપદ થયું નામ તે વારે ॥ ચક્રી સગરથી રે ખાઇ, અષ્ટાપદ ગિરિરાજ વડાઈ ॥ ૧ ॥ વંદો તીરથ રે વારુ ॥ ચોવીશ જિન પડિમા જગ તારુ ॥ વંદો તીરથ૦॥ અજિત જિનેશ્વરથી રે જાણો, પંચમ આરો અંત પ્રમાણો ॥ પચાસ લાખ ક્રોડ રે સાગર, તેવીશ જિનપતિ ગુણ રત્નાકર ॥ અરધો આરો ગુણ રત્નાકર ॥ વંદો૦॥ ચોવીશ૦ ॥ ૨ ॥ વર્દ્ધમાન જિનને રે વારે, ગૌતમ ગણધર જગજયકાર ॥ અષ્ટાપદ ગિરિપર રે જાવે, દક્ષિણ દ્વાર પ્રવેશ સોહાવે ॥ વંદો૦॥ચોવીશ૦॥૩॥ પહેલાં વંદ્યા રે ચાર, જિમ વંદ્યા ચક્રીસુત પાર ॥ ચત્તારિ અઠ્ઠ દશ દોય ભાતિ,

1 ભાત ભાત ^

ચાલી જગમાં તેહની ખ્યાતિ ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥૪॥ પન્નરસેં ત્રણ તાપસ તારે, ભવજળજળધિ પાર ઉતારે ॥ તાપસ જમતા રે ભાવે, પાંચશેં એકને કેવળ થાવે ॥વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૫ ॥ સમવસરણને રે જોતા, પાચશે એકને કેવળ હોતા ॥ પ્રભુજીની નીસુણી રે વાણી,પાચશેં એક હુઆ તિહાં નાણી ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૬ ॥ નમો તિથ્થસ્સ ઇમ કહી મુખ વાણી, કેવલી પરખદા બેસે નાણી ॥ દીપ-વિજય કવિરાજ સવાઈ, અષ્ટાપદ ગિરિરાજ વડાઈ ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૭ ॥

॥ઢાળ॥ રાગ ધનાશ્રી ॥ ગિરુઆ રે ગુણ તુમ તણા—એ દેશી॥

ચત્તારિ અઠ દસ દોય મળીને, ચોવીસ [૧]જિન ગુણ ગાયા રે ॥ કૈલાસ શિખરે પ્રભુજી બિરાજે॥ અષ્ટાપદગિરિ શિખર બિરાજે, ભરતે બિંબ ભરાયા રે ॥ અષ્ટાપદ તીરથ ગાયા ॥ લાંછનવર્ણ સોહાયા રે॥ દેહ પ્રમાણ કહાયા રે॥ ગાયા રે મેં જિનપતિ ગાયા ॥ ૧ ॥ તપગચ્છપતિ વિજયાનંદ-સૂરિના, લક્ષ્મીસૂરિ ગચ્છરાયા રે॥ તાસ પરંપર પટધર સૂરિ, ધનેશ્વરસૂરિ સવાયા રે ॥ ગાયા૦ ॥ ૨ ॥ [૨]શાદેર-બંદર સંઘ વિવેકી, લાયક ગુણ નિપજાયા રે॥ અષ્ટા-પદના મહોત્સવ કારણ, પૂજા ગુણ ગવાયા રે ॥ ગા-

૧. જિનવર નામ A

યા૦ ॥ ૩ ॥ આગમ અભ્યાસી ઉપદેશી, રાજેંદ્રવિજય ક-
હાયા રે ॥ તેહના વચન સંકેતને હેતે, સુકૃત લાભ ક-
માયા રે ॥ ગાયા૦ ॥૪॥ સંવત અઢાર બાણું વરસે, ફાગણ
માસ સોહાયા રે ॥ પ્રેમ રત્ન ગુરુચરણ પસાયે, અમૃત ઘન
વરસાયા રે ॥ ગાયા૦ ॥ પ ॥ દીપવિજય કવિરાજ સવાઈ,
મંગલ ધવલ ગવાયા રે ॥ મુગતા અક્ષત ફૂલ વધાવો,
અષ્ટાપદ ગિરિરાયા રે ગાયા૦ ॥૬॥

॥ કાવ્યં ॥

સકલપુદ્ગલસંગવિવર્જનં, સહજચેતનભાવવિલાસનમ્ ॥
સરસભોજનકસ્ય નિવેદનાત્પરમનિર્વૃતિભાવમહં સૃજે ॥૧॥

॥ મંત્ર-ૐ હ્રીઁ શ્રીઁ ॥ નૈવેદ્યં યજામહે સ્વાહા ॥
॥ સર્વ દિશાએ નૈવેદ્ય ધરે ॥
ઇતિ શ્રી કવિવર શ્રી દીપવિજયજીકૃત
અષ્ટાપદજીની પૂજા સમાપ્ત ॥

[૨]કઠોર નગરનો સંઘ વિવેકી, લાયક ગુણ નિપજાયા રે,
ભગવતી આગમ નિસુણી વાણી, સમકિત લાભ કમાયા રે.
ચિત્ત વિત્ત વળી પાત્ર વડાઇ, જ્ઞાન અમૃત રસ પાયા રે,
ભગવતી સાહેબ મહોચ્છવ કારણ, પૂજા ગુણ ગવરાયા રે.
સવંત અઢાર છન્નુ વરસે, કારતક માસ સોહાયા રે,
પ્રેમ રત્ન ગુરુરાજ પસાયે, અમૃત ઘન વરસાયા રે.

# પંડિત શ્રી પદ્મવિજયજી કૃત

## શ્રી શત્રુંજયમહિમાગર્ભિત

## ॥ નવાણું યાત્રા પૂજા ॥

(અપર નામ—નવાણુ અભિષેકની પૂજા)

### ॥ પૂજા પહેલી ॥

॥ દુહા ॥

ઉત્તમ ગુરુ ચરણે નમી, સમરી શારદ માય;
સિદ્ધગિરિ ગુણ ગાયવા, મુજ મન હરખ ન માય. ૧
રત્નમાહિ ચિંતામણિ, જ્ઞાનમા કેવળજ્ઞાન,
સિદ્ધગિરિ તિમ તીર્થમાં, અવર ન એહ સમાન. ૨
શુક્લધ્યાન જિમ ધ્યાનમા, સીતા સરિતામાંહિ;
તિમ તીરથમા સિદ્ધગિરિ, નમિયે ધરી ઉચ્છાહી. ૩
પ્રદક્ષિણા રથજાતરા, અઠ્ઠમ દોય છઠ્ઠ સાત,
જાત્રા નવાણું કીજીએ, સ્વામીવચ્છલ વિખ્યાત. ૪
લાખ નવકાર ગણણું ગણો, પૂજા કરો મન ખાત;
ફળ નિવેદ ઘણી જાતના, ધૂપ દીપ બહુ ભાત. ૫

॥ ઢાળ પહેલી ॥ રાગ દેશાખ ॥
॥ વિમળાચળ નિતુ વંદીએ—એ દેશી ॥

યાત્રા નવાણુ કીજીએ, શ્રી સિદ્ધાચળ કેરી; ભાવ ધરીને

સેવતાં, ટાળે ભવ ફેરી ॥ યાત્રા૦ ॥ ૧ ॥ એંશી યોજન પહિલે આરકે, બીજે સીત્તેર જોય, શાશ્વતપ્રાય એ ગિરિવરુ, પ્રણમી પાતક ધોય ॥ યાત્રા૦ ॥ ૨ ॥ સાઠ યોજન ત્રીજે કહ્યો, ચોથે યોજન પચાસ; શાશ્વતપ્રાય એ ગિરિવરુ, નમતાં હોય અઘ નાશ ॥ યાત્રા૦ ॥ ૩ ॥ પાંચમે બાર યોજનતણો, મૂળ કહ્યો વિસ્તાર; શાશ્વતપ્રાય એ ગિરિવરુ, નમતાં હોય નિસ્તાર ॥યાત્રા૦॥૪॥ સાત હાથનો ભાખિયો, છટ્ઠે આરે જેહ, શાશ્વતપ્રાય સોહામણો, ગિરિવર વંદું એહ ॥ યાત્રા૦ ॥ ૫ ॥ ઉત્સર્પિણી વધતો કહ્યો, એ વિમળ ગિરિરાજ; સુરસરિતા પરે શાશ્વતો, નમતાં અક્ષય રાજ ॥ યાત્રા૦ ॥૬॥ યાત્રા ભક્તિથકી કરે, "છ'રી" પાળે જેહ, ભવ ભયથી દૂરે ટળે, શિવસુંદરી વરે તેહ ॥ યાત્રા૦ ॥૭॥ સિદ્ધક્ષેત્ર સોહામણો, જિહાં શ્રી ઋષભ જિણંદ; પૂર્વ નવાણું સમોસર્યા, વંદું તેહ ગિરીંદ ॥યાત્રા૦॥ ૮ ॥ ગિરિ સન્મુખ ડગલું ભરે, પદ્મ કહે ભવિ જેહ; કોટિ સહસ ભવ-કેરડાં, પાપ ખપાવે તેહ ॥ યાત્રા૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

ભરત ષટ્ અવસર્પિણી આરકે, ચઢત તિમ ઉત્સર્પિણીવારકે; એ ગિરિ ઋષભકૂટ પરે શાશ્વતો, જાસ અભિષેકથી ભવદુઃખ વાર તો. ॥ ૧ ॥

મંત્ર—ૐ હ્રીં શ્રીં તીર્થરાજાય, પરમપૂજ્યાય—પરમાનંદ-કંદાય, હ્રીં શ્રી પ્રથમાર્હત્પ્રતિષ્ઠિતાય, જલ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય, ફલ, યજામહે સ્વાહા ॥

॥ પૂજા બીજી ॥

॥ સંભવ જિનવર વિનંતિ—એ દેશી ॥

બાહ્ય અભ્યંતર શત્રુનો, જય થાયે જિણ ઠામ રે; સિદ્ધિ પરે સુખ શાશ્વતા, તિણે "શત્રુંજય" (૧) નામ રે. ગુણવંતો ગિરિ ગાઇએ, ટુંક એક સો આઠ રે; તેમાં એકવીશ મોટકી, થુણતા હોય ગહગાટ રે ગુણ૦ ૧. બાહુબલી મુનિસહસશું, આઠ ઉપરિ વળી તામ રે, સિદ્ધિ વર્યા શુભ રીતિશું, તિણે "બાહુબલિ" (૨) નામ રે૦ ગુણ૦ ૨. મરુધરતિ માંહે ધન સમો, તૃષ્ણા ભાંજે[1] ધામ રે; વિષયપિપાસા સહુ મિટે, ત્રીજું "મરુદેવી" (૩) નામ રે. ગુણ૦ ૩. ભાંગે જિહાં સંસારનો, અવિરતિરથ ઉદ્દામ રે, ચોથું શત્રુંજયતણું, "ભાગીરથ" (૪) એણે નામ રે. ગુણ૦ ૪. પંચમ ટુંક રૈવતગિરિ, તેણે 'રૈવત" (૫) એહ નામ રે; પંચમ એહ સોહામણું, પંચમગતિને કામ રે. ગુણ૦ ૫. સહુ તીરથમાં એ વડું ॥ રાજા સમ અભિરામ રે, તીરથરાજ (૬) એ ગિરિતણું, તિણે છટ્ઠું વર નામ રે. ગુણ૦ ૬. કાંકરે

૧ ગરમી

કાંકરે સિદ્ધ થયા, કોડિ અનંત નિકામ રે; "સિદ્ધક્ષેત્ર" (૭) તિણે સાતમું, જાણો એહનું નામ રે. ગુણ૦ ૭. કામિત આપે જે ગિરિ, કરતાં જાસ પ્રણામ રે; સેવતાં સુખ ઉપજે તિણે, "કામુક" (૮) આઠમું નામ રે. ગુણ૦૮. આદિત્ય-કાંત એક લાખથી, સૂર્યયશાસુત જેહ રે; વરિયા જેહ નિજ તત્ત્વને, "ઢંક" (૯) નામ ગુણગેહ રે, ગુણ૦૯. કવડજક્ષ સેવા કરે, નિત નિત થઈ સાવધાન રે; દશમું "કપર્દી"(૧૦) નામ એ, કરે તસ ગુણ ગાન રે. ગુણ૦ ૧૦. લોહિત ટુંક છે એહની, તિણે "લોહિત" (૧૧) પણ નામ રે; એકાદ-શમું અતિ ભલું, કીજે તાસ પ્રણામ રે. ગુણ૦ ૧૧. "તા-લધ્વજ" (૧૨) વળી બારમું, શેત્રુંજાનું અભિધાન રે; સં-સારી તેહને નમી, કીજે જન્મ પ્રમાણ રે. ગુણ૦ ૧૨. કદંબગિરિ પણ ટુંક છે, તેરમું નામ "કદંબ" (૧૩) રે; મનુષ્ય લોકમાં દોહિલો, જિમ મરુથળમાં અંબ રે. ગુણ૦ ૧૩"સહસ્રાબ્જ" (૧૪) ગિરિવર નમો, ચૌદમું એ અભિ-ધાન રે [1]શ્રીકાલિકમુનિ સહસથી, પામ્યા શિવપુર ઠામ રે. ગુણ૦ ૧૪. પર્વત સર્વશિરોમણિ, "નગાધીશ" (૧૫) તિણે નામ રે; પંદરમું પ્રેમે નમો, જેહથી દોલત દામ રે. ગુણ૦ ૧૫. સિદ્ધથાનકમાં એ વડું, જાણો રાજ સમાન રે; "સિ-

૧ શ્રી કાલીસ પાઠાં૦

કૂટ" (૧૬) તે સોલમુ, શિવપદનું કરે દાન રે, ગુણ૦ ૧૬. સત્તરમુ "શતપત્ર" (૧૭)એ, નામ નમો નિશદિશ રે; નામે નવનિધિ સંપજે, શિવપદ વિશ્વાવીશ રે. ગુણ૦ ૧૭. "શતકૂટ" (૧૮) નામ અઢારમું, ગુણનિષ્પન્ન કહાયરે; સોહે શત અડ કૂટશું, પ્રણમો ભવિ સમુદાય રે. ગુણ૦ ૧૮. એ ગિરિની સેવાથકી, બંધાય પુણ્યની રાશી રે; "પુણ્યરાશી" (૧૯) ઓગણીશમુ, અદ્‌ભુત નામ પ્રકાશ રે. ગુણ૦ ૧૯. ભુવનપતિ વણ જ્યોતિષી, વૈમાનિકના વૃંદ રે; તે સુરને અતિ પ્રિય ઘણુ, તેણે "સુરપ્રિય" (૨૦) સુખકંદ રે. ગુણ૦ ૨૦. "સહસપત્ર"(૨૧) એકવીશમુ, શેત્રુંજ નામ ઉદાર રે; શેત્રુંજ નામ સુણંતડાં, હૈડે હરખ અપાર રે; ગુણ૦ ૨૧ નામ ફેર પાઠાંતરે, તે સવિ હોય પ્રમાણ રે; સહસ આઠમાં સહુ ભળ્યાં, પદ્મ કહે ગુણ ખાણ રે ગુણ૦ ૨૨.

( પૂજા ૨૧ થઇ )

॥ કાવ્યં ॥

વિમલ સિદ્ધ શેત્રુંજ ગિરિવર તણા, નામ કહ્યાં શેત્રુંજ-કલ્પે ઘણાં ॥ તેહ જપો અભિષેક કરો સદા, જિમ ભવ-ભવનાં દુઃખ નાવે કદા ॥૧॥

॥ મંત્ર પ્રથમ પ્રમાણે કહેવો ॥

## ॥ પૂજા ત્રીજી ॥

॥ પ્યારે મોકું લે ચલો–એ દેશી ॥

॥ ગિરુઆરે ગુણ તુમ તણા–એ દેશી ॥

ચક્રી ભરત નરેશ્વરુ, સાંભળી દેશના તાત હો; પ્રથમ ઉદ્ધાર જેણે કર્યો, એ મોટા અદાવત હો ॥ ૧ ॥ શ્રી સિદ્ધાચળ ભેટીએ, શ્રી વિમલાચળ ભેટીએ, મેટીએ ભવ-દુઃખરાશિ હો; કીજે શેત્રુંજ ગિરિ જાતરા, પામીએ શિવપુરવાસ હો ॥ શ્રી૦॥એ આંકણી ॥ કોડી નવાણું નરપતિ, ઉપર નેવ્યાસી લાખ હો; ભરત સમે થયા સંઘવી, સહસ ચોરાશી ભાખ હો ॥ શ્રી૦ ॥ ૨ ॥ આઠમે પાટે ભરત-તણે, દંડવીરજ નરનાથ હો; કરી ઉદ્ધાર બીજો ઇણે, મેળ્યો શિવપુર સાથ હો ॥ શ્રી૦ ॥ ૩ ॥ દુર્ગતિ નાસે નામથી, સારે વંછિત કાજ હો; શેત્રુંજગિરિ સેવ્યા થકાં, આપે અવિચળ રાજ હો ॥ શ્રી૦ ॥ ૪ ॥ સીમંધર સ્વામી કને, ગિરિ મહિમા અધિકાર હો; ઇશાનેંદ્ર સુણી કરી, કરે ત્રીજો ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૫ ॥ એક કોડી સાગર વળી ગયે, કરે ચોથો ઉદ્ધાર હો; માહેન્દ્ર નામે સુરપતિ, આતમને ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૬ ॥ વળી દસ કોડી સાગર ગયે, પંચમ સુરપતિ જેહ હો; તેણે ઉદ્ધાર કર્યો વળી, પાંચમો ધરિય સનેહ હો ॥ શ્રી૦ ॥ ૭ ॥ એક કોડી લાખ સાગર ગયે, અસુર નિકાયનો સ્વામ હો; ચમરેંદ્રે છઠ્ઠો કર્યો,

સાર ઉદ્ધાર તે ઠામ હો ા શ્રી૦ ા ૮ ા સૂક્ષ્મ ઉદ્ધાર ઘણા થયા, ઋષભ અજિત વિચે ધાર હો; પચાસ લાખ કોડી સાગરે, કોણ પામે તસ પાર હો ાશ્રી૦ા૯ા સગર નામે ચક્રી થયા, અજિત જિણંદના ભ્રાત હો; તેણે ઉદ્ધાર કર્યો સાતમો, વાધ્યો જસ વિખ્યાત હો ાશ્રી૦ા૧૦ા પચાસ કોડી ને ઉપરે, લાખ પંચાણું ભૂપ હો; સહસ પચોતેર સંઘવી, સગરવારે અનુરૂપ હો ાશ્રી૦ા૧૧ા ત્રીસ કોડી દશ લાખ તિમ વળી, સૂક્ષ્મ થયા ઉદ્ધાર હો, આઠમો વ્યંતર ઇંદ્રનો, અભિનંદન ઉપકાર હો ાશ્રી૦ ા ૧૨ ા શ્રી ચંદ્રપ્રભ વારે હવે, ચંદ્રશેખર સુત સાર હો; ચંદ્રયશાએ કીધલો, નવમો તિહાં ઉદ્ધાર હો ા શ્રી૦ ા ૧૩ ા ચક્રાયુધ નરરાજીયો, શાંતિ જિનેશ્વર પુત્ત હો; દશમો ઉદ્ધાર તિણે કર્યો, જેહ અતિ અદ્ભુત હો ાશ્રી૦ ા ૧૪ ા દશરથસુત રામચંદ્રજી, અગ્યારમો ઉદ્ધાર હો; મુનિસુવ્રત વારે કર્યો, જાણી નિજ નિરતાર હો ાશ્રી૦ ા ૧૫ ા રામ ભરત ત્રણ કોડીશું, શિવસુંદરી ભર્ત્તાર હો;પાપપડળ સવિ ધોઇને, કીધો નિજ ઉદ્ધાર હો ાશ્રી૦ા૧૬ા પાંડવ પાંચે કીધલો, બારસમો ઉદ્ધાર હો, વારે નેમિજિણંદને, એહ મોટો વિસ્તાર હો ાશ્રી૦ ા ૧૭ ા સંવત એક અઠલંતરે, જાવડશાહે કીધ હો, ઉદ્ધાર તેરમો તતક્ષણે, લક્ષ્મીનો લાહો લીધ

હો ॥ શ્રી૦ ॥ ૧૮ ॥ મંત્રી બાહડે ચૌદમો, કીધો વળી ઉદ્ધાર હો; બાર તેરોતેર વર્ષમાં, શ્રીમાળી શિરદાર હો ॥શ્રી૦॥૧૯॥ સંવત તેર ઇકોતેર, ઓસવંશ શણગાર હો; સમરાશા દ્રવ્યવ્યય કરે, પંદરમો ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૨૦ ॥ સંવત પનર સત્તાશીએ, કરમાશા અભિરામ હો; મંત્રી બાહડની સહાયથી, સોલસમો કરે તામ હો ॥ શ્રી૦ ॥ ૨૧ ॥ વિમળવાહન જે નરપતિ, દુપ્પસહસૂરિ ઉપદેશ હો; છેલ્લો ઉદ્ધાર તે તે કરે, જાણી લાભ વિશેષ હો ॥શ્રી૦ ॥ ૨૨ ॥ એ અવસર્પિણીના કહ્યા, એમ ઉદ્ધાર અનંત હો; આગે થયા ને થશે વળી, પદ્મવિજય પ્રણમંત હો શ્રી૦॥૨૩॥

( પૂજા ૫૪ થઈ)

॥ કાવ્યં ॥

કૃત ઉદ્ધાર પુરા હિ અનંતકં, સુરનરૈર્ધૃતભાવવિશેષકં ॥ ઠવિઅ તત્થ જિણં પઢમં સુહં, કુરુ અભિષેક દલન ભવભયદુહં ॥

## ॥ પૂજા ચોથી ॥

॥ ક્રીડા કરી ઘેર આવીયો—એ દેશી ॥

મુક્તિતણે પંથે વહ્યા, પામી કેવળજ્ઞાન રે; સિદ્ધ અનંત આગે હુઆ, કરતા શેત્રુંજ ધ્યાન રે ॥ ૧ ॥ શ્રી સિદ્ધાચળ સિદ્ધ થયા, મુનિવર ગુણ અભિરામ રે; નામ ગોત્ર તેહનાં સુણી, કરીએ તાસ પ્રણામ રે. શ્રી સિ૦ ॥ ૨ ॥ ઋષભસેન પુંડરીકજી; પાંચ કોડી અણગાર રે. સાથે સિદ્ધિ

વર્યા ઈહા, નમીએ વારવાર રે ॥ શ્રી સિ૦ ॥ ૩ ॥ દ્રાવિડ વાલિખિલ્લ બિહુ જણાં, મુનિવરશું દશ કોડી રે; આતમ-તત્ત્વ નિપજાવીઓ, વંદું તે કર જોડી રે ॥ શ્રી સિ૦ ॥૪॥ ભરત પાટવી કેઈ હુવા,અસ ખ્યાત ઋષિરાય રે, ઇણ ગિરિ આવીને વર્યા, શાશ્વત અવિચળ ઠાય રે ॥ શ્રી સિ૦ ॥ ૫॥ તિમ પુંડરીક ગણુપતિતણા, અસખ્ય પટોધર સાધ રે; એ ગિરિ અણસણ આદરી, સુખ લહ્યા અવ્યાબાધ રે ॥ શ્રી સિ૦ ॥૬॥ અજિતનાથ ઇણ ગિરિવરે, જાણી લાભ અપાર રે, ચોમાસુ રહી ભવિકને, કરતા બહુ ઉપકાર રે. ॥ શ્રી સિ૦ ॥૭॥ શુકરાજા એ ગિરિતણે, ધ્યાનતણા પરભાવે રે; શત્રુતણો તસ જય હુવો, શેત્રુંજ નામ સોહાવે રે. શ્રી સિ૦ ॥૮॥ શ્રી સીમધરસ્વામીજી, શક્રને ભાખે એમ રે; શ્રી સિદ્ધાચળ સારિખો, નહી કોઈ તીરથ નેમ રે. ॥ શ્રી સિ૦ ॥૯॥ નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિરાય રે; સાથે શિવમંદિર ગયા, એ ગિરિને સુપસાય રે ॥ શ્રી સિ૦ ॥૧૦॥ સિદ્ધિક્ષેત્ર સઘળેય છે, પણ એ ક્ષેત્ર મભાવે રે; થાયે ચિત્તવિશુદ્ધતા,દિન દિન વધતે ભાવે રે.॥ શ્રી સિ૦ ॥૧૧॥ પાંચ કોડી મુનિરાજશું, ભરત લહ્યા શિવવાસ રે; અજર અમર અજ જે થયા, કેવળ જ્ઞાન વિલાસ રે. ॥ શ્રી સિ૦ ॥ ૧૨ ॥ સાગરમુનિ સમતાધરુ, અનશન કરી મન કોડી રે; ક્ષપકશ્રેણી માંડી વર્યા, શિવવધુ મુનિવર કોડી રે

॥ શ્રી સિ૦ ॥૧૩॥ તેમ મુનિવર શ્રીસારજી, કોડી મુનિ પરિવાર રે; અણાહારી પદને વર્યા, અક્ષય સુખ દાતાર રે ॥ શ્રી સિ૦ ॥ ૧૪ ॥ ઋષભદેવ ઉપકારથી, સત્તર કોડી અણગાર રે, પરિવરિ અજિતસેનજી, પામ્યા ભવનો પાર રે ॥ ॥ શ્રી સિ૦ ॥ ૧૫ ॥ શાંબ પ્રદ્યુમ્ન બે મુનિવરા, સાડી આઠહ કોડી રે; સાથે શિવપદવી વર્યા, સિદ્ધગિરિની નહીં હોડી રે ॥શ્રી સિ૦ ॥ ૧૬ શ્રી સિદ્ધાચળ ઉપરે, કીધો જેણે ઉદ્ધાર રે; વીશ કોડી મુનિવૃંદશું, પાંડવ પામ્યા પાર રે ॥ ॥શ્રી સિ૦॥૧૭॥ કેવળનાણી પ્રમુખ જે, તીરથપતિ અરિહંત રે; સિદ્ધિ વર્યા ઇણ ગિરિવરે, જેહ અનંત અનંત રે ॥શ્રી સિ૦॥૧૮॥ સોમયશા નામે મુનિ, સિદ્ધાચળને સંગ રે, તેર કોડી મુનિશું લહ્યા, શાશ્વતસુખ અભંગ રે ॥ શ્રી સિ૦ ॥૧૯॥ લાખ એકાણું મુનિવરા, સાથે નારદ સિદ્ધ રે; એ ગિરિના મહિમાથકી, પામ્યા નિજ ગુણ ઋદ્ધ રે ॥શ્રી સિ૦ ॥ ૨૦ ॥ ભરતપુત્ર આદિત્યયશા, સાથે મુનિ એક લાખ રે, શાશ્વત સુખ પામ્યા જિકે, એ ગિરિ મહિમા દાખ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૧ ॥ પાંત્રીસ સહસ અંતેઉરી, શ્રી વસુદેવની જેહ રે; સિદ્ધક્ષેત્રે સિદ્ધિ વર્યા, વળી વળી વંદુ તેહ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૨ ॥ દમિતારિ મુનિરાજિયા, તપ સંયમ આરાધી રે; ચૌદ સહસ અણગારશું, સાધ્યું અવ્યાબાધ રે ॥ શ્રી સિ૦ ॥૨૩ ॥ વૈદર્ભી પ્રદ્યુમ્નની, રાણી

અતિ ગુણવંત રે, ચૌઆળીશસે શું વરી, શાશ્વત સુખ અનંત રે ॥ શ્રી સિં૦ ॥૨૪॥ અજિતનાથ જિનવરતણા, દશ હજાર મુનિ જાણ રે; ચૈત્રી પૂનમે પામિયા, નિર્મળ કેવળ-નાણ રે ॥ શ્રી સિં૦ ॥ ૨૫ ॥ શ્રી સુભદ્ર અણગાર જે, સાતસે મુનિ પરિવાર રે; વિમળ થયા વિમળાચળે, વંદું વાર હજાર રે ॥ શ્રી સિં૦ ॥ ૨૬ ॥ થાવચ્ચાસુત સંયમી, સહસ મુનિ સંઘાત રે; શલેશીકરણે કરી, કીધી કર્મની ઘાત રે ॥ શ્રી સિં૦ ॥ ૨૭ ॥ શુક પરિવ્રાજક તેહના, સહસ મુનિ સંયોગ રે, ઉજ્જવળગિરિ મલ ક્ષય કરી, પામ્યા નિજ ગુણ ભોગ રે ॥ શ્રી સિં૦ ॥ ૨૮ ॥ પંચસયા ઋષિરાજશું, અનશન કરિય ઉદાર રે; સેલગ અણહારી થયા, સિદ્ધગિ-રિને ઠાર રે ॥ શ્રી સિં૦ ॥ ૨૯ ॥ આણંદઋષિ [illegible]ગાચળે, ભાવના ભાવતાં સાર રે; આતમ કીધો ઉજ્જવળો; પામ્યા ભવોદધિ પાર રે ॥ શ્રી સિં૦ ॥૩૦॥ શ્રી મુનિસુભદ્ર મુનિવરુ, સાત સયાં ઋષિરાય રે, શ્રી વિમળાચળ ઉપરે, શિવ લહ્યા કર્મ ખપાય રે ॥ શ્રી સિં૦ ॥ ૩૧ ॥ નમિપુત્રી ચોસઠ જિકે, પામી કેવળ નાણ રે, મધુવદિ ચૌદશે શિવ વરી, સિદ્ધ-ક્ષેત્ર વર ઠાણ રે ॥ શ્રી સિં૦ ॥ ૩૨ ॥ મહિમા મોટો જે-હનો, એક જીભે ન કહાય રે; નિશ્રેણી શિવમહેલની, પદ્મ-વિજય ગુણ ગાય રે ॥ શ્રી૦ ॥ ૩૩ ॥

( પૂજા ૮૭ થઈ )

॥ કાવ્યં ॥

સુનિ અનંતહ કોડી શિવ ગયા, પવિત્ર ક્ષેત્ર મહિમ ઉત્કટ સયા ॥ તહવિ આતમચિત્ત–વિશુદ્ધયા, કરણ કુરુ અભિષેક–મનીહયા ॥

## ॥ પૂજા પાંચમી ॥

॥ વારી જાઉં હું અરિહંતની–એ દેશી ॥

નેમિ વિના ત્રેવીશ જિના, આવ્યા ઇણ ગિરિરાય ભવિજન ! મહિમા તિણે શેત્રુંજતણો, કોઇથી કહ્યો ન જાય ભવિજન ! મહિમા મોટો એ ગિરિતણો ॥એ આંકણી ॥ ॥૧॥ શાંતિ જિનેશ્વર સોળમા, પંચમ ચક્રી જેહ ॥ભવિ૦॥ ચોમાસું ઇણ ગિરિ રહ્યા, પ્રણમું આણી નેહ ॥ ભવિ૦ ॥ ॥ મ૦ ॥ ૨ ॥ દેવકીનંદન ષટ્ ભલા, ઇણ ગિરિ આવ્યા જાણ ॥ ભવિ૦ ॥ અણસણ કરી સિદ્ધિ વર્યા, પ્રણમું તે સુવિહાણ ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૩ ॥ જાલિ મયાલિ ઉવયાલિયા, ત્રણે ત્રિકરણ શુદ્ધ ॥ ભવિ૦ ॥ અણસણ કરી કેવળ લહી, અનુક્રમે થયા સિદ્ધ બુદ્ધ ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૪ ॥ પીસ્તાળીશ મુનિરાજિયા, નારદ સાતે સિદ્ધ ॥ ભવિ૦ ॥ શ્રી સિદ્ધાચળ ઉપરે, પામ્યા પરમ સમૃદ્ધ ॥ ભવિ૦॥મ૦॥ ॥૫॥ બાવન લાખ કોડી ઉપરે, પંચાવન હજાર ॥ભવિ૦॥ સાતશેં સિત્તોત્તર મુનિ, સિદ્ધગિરિ પામ્યા પાર ॥ભવિ૦॥ ॥મ૦॥ ૬ ॥ એ જિન શાંતિજી જબ રહ્યા, ગિરિ ઉપર

ચઉમાસ ॥ ભવિ૦ ॥ તવ એ વ્યતિકર જાણીએ, આતમ ઋદ્ધિપ્રકાશ ॥ ભવિ૦ ॥ ૭ ॥ અંધકવિષ્ણુ ને ધારિણી, દશ અડ તાસ કુમાર ॥ ભવિ૦ ॥ સિદ્ધિ વર્યા સિદ્ધાચળે, કાઢી કર્મવિકાર ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૮ ॥ શ્રીકદંબ ગણધર જિકે, કોડી મુનિને સાથ ॥ ભવિ૦॥ કદંબગિરિ મોક્ષે ગયા, જે થયા જગતના નાથ ॥ભવિ૦॥મ૦॥૯॥ સંપ્રતિ જિન ચોવીશમા, અતીત ચોવીશીએ જેહ ॥ભવિ૦॥ થાવચ્ચા તસ ગણધરુ, સહસશું સિધ્યા તેહ ॥ભવિ૦॥ મ૦ ॥ ૧૦॥ વાઘણ પરિસહ સહી તદા, અંતગડ કેવળી થાય ॥ ભવિ૦ ॥ સુકોશલ વિમલાચલે, પ્રણમું પ્રેમે પાય ॥ભવિ૦॥ ૧૧॥ [1]તરીએ ભવસાગર જિણે, તે તીરથ કહેવાય ॥ભવિ૦॥ એ અર્થે તીરથ નમું, સિદ્ધગિરિનું ઠાય ॥ ભવિ૦ ॥મ૦॥ ૧૨ ॥ ઇમ ગિરિ ગુણ ગાતાં થકા, પાવન થઈ મુજ જીહ ॥ ભવિ૦ ॥ પદ્મવિજય કહે પ્રણમીએ, ભાવથકી નિશદિહ ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૧૩ ॥ ( પૂજા ૯૯ થઈ)

॥ કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્॥

શ્રીશત્રુંજયભૂષણં જિનવરં શ્રીનાભિભૂપાત્મજં ॥
સેંદ્રૈર્નાકિવરૈર્નરેંદ્રનિકરૈર્ભક્ત્યા પ્રણુન્નૈર્નતં ॥
જ્ઞાનં યસ્ય ત્રિકાલવસ્તુવિષયં લોકોત્તરાભાસિક,
સર્વેષાં હિતદં કૃપારસમયં વંદે તમાદીશ્વરમ્ ॥ ૧ ॥—

[1] છેલ્લા અભિષેકમાં છેલ્લી બે ગાથા સાથે બોલી અભિષેક કરવો.

॥ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥ થુણિયો થુણિયો રે—એ દેશી ॥

ગાયો ગાયો રે એમ શ્રી સિદ્ધાચળ ગાયો; શ્રી સિદ્ધાચળના ગુણ ગાતાં, મનુષ્ય જનમ ફળ પાયો રે ॥ એમ શ્રી સિદ્ધાચળ ગાયો ॥ ૧ ॥ એહ ક્ષેત્રમહિમાથી લહીએ, નવ નિધિ ઋદ્ધિ સમુદાયો; પશુ પંખી શત્રુંજય જાવે, ભવ ત્રીજે સિદ્ધ થાયો રે ॥ એમ૦ ॥ ૨ ॥ માંડણી રાણકપુરની રૂડી, ઊંચો તારણગિરિ રાયો; કોરણી અર્બૂદગિરિની જાણો, મહિમા શેત્રુંજ સુખદાયો રે ॥ એમ૦ ॥ ૩ ॥ ચંદ્ર[1] બાણ[5] ગજ[8] શશી[1] ( ૧૮૫૧ ) સંવત્સર, શેત્રુંજ મહિમા ગવાયો, વસંત પંચમી દિવસે રૂડો, આણંદ અંગ ન માયો રે ॥ એમ૦ ॥ ૪ ॥ તપગચ્છ વિજયજિનેંદ્રસૂરિ રાજ્યે, ગુરુ ઉત્તમ સુપસાયો, પદ્મવિજય કહે મોટે પુન્યે, શ્રી વિમળાચળ પાગો રે ॥ એમ૦ ॥ ૫ ॥

॥ ઇતિ પં. શ્રીપદ્મવિજયજીકૃત શ્રીસિદ્ધાચળજી નવાણું અભિષેકની
॥ પૂજા યાત્રા—સમાપ્ત ॥

॥ નવાણું અભિષેકની પૂજાની વિધિ ॥

આ પૂજામા નવાણું અભિષેક કરવાના છે. તે એ રીતે કે પાંચ ઢાળમાંની દરેકની એક એક ગાથા બોલ્યા પછી મંત્ર બોલીને અભિષેક તથા અગ્રપ્રકારી પૂજા કરવી, અને કાવ્ય આખી ઢાળ પૂરી થયા પછી બોલવું.×

॥ મંત્ર—ૐ હ્રીઁ શ્રીઁ તીર્થરાજાય, પરમપૂજ્યાય; પરમાનન્દકન્દાય હ્રીઁ શ્રી પ્રથમાર્હત્પ્રતિષ્ઠિતાય જલં, ચંદનં, પુષ્પં, ધૂપં, દીપં, અક્ષતં, નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥

× સં. ૧૮૭૭ની હસ્તલિખિત પ્રતમાં દરેક પૂજાને અંતે કાવ્ય તથા મંત્ર બન્ને બોલવાના જણાવ્યા છે.

# શ્રીમદ્ આત્મારામજી [ વિજયાનંદસૂરિજી ]
## કૃત શ્રી સત્તરભેદી પૂજા.

॥ દુહા ॥

સકલ જિણંદ મુણીંદની, પૂજા સત્તર પ્રકાર ॥
શ્રાવક શુદ્ધ ભાવે કરે, પામે ભવનો પાર ॥ ૧ ॥
જ્ઞાતા અંગે દ્રૌપદી, પૂજે જે જિનરાજ ॥
રાયપસેણી ઉપાંગમેં, હિત સુખ શિવ ફલ તાજ ॥૨॥
ન્હવણ[1] વિલેપન[2] વસ્ત્રયુગ[3], વાસ[4] ફૂલ[5] વરમાલ[6] ॥
વરણ[7] ચુન્ન[8] ધ્વજ[9] શોભતી, રત્નાભરણ[10] રસાલ ॥ ૩ ॥
સુમનસ-ગૃહ[11] અતિ શોભતું, પુષ્પધાગ[12] મંગલિક[13] ॥
ધૂપ[14] ગીત[15] નૃત્ય[16] નાદશું[17], કરત મીટે સબ ભીક ॥ ૪ ॥

॥ પ્રથમ ન્હવણ પૂજા ॥

॥ દુહા ॥

શુચિ તનુ વદન વસન ધરી, ભરે સુગન્ધ વિશાલ ॥
કનક કલશ ગંધોદકે, આણી ભાવ વિશાલ ॥૧॥
નમત પ્રથમ જિનરાજકું, મુખ બાંધી મુખકોશ ॥
ભક્તિ યુક્તિસેં પૂજતા, રહે ન રંચક દોષ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ ખમાચ ॥ તાલ–પંજાબી ઠેકો ॥
॥ માન તું કાહેપેં કરતા–એ–દેશી ॥

માનમદ મનસેં પરહરતા, કરી ન્હવણ જગદીશ ॥મા૦॥ એ આંકણી ॥ સમકિતની કરની દુઃખ હરની, જિન પ-ખાલ મનમેં ધરતા ॥ અંગ ઉપાંગ જિનેશ્વર ભાખી, પાપ પડલ જરતા ॥ક૦॥૧॥ કંચન કળશ ભરિ અતિ સુંદર, પ્રભુ સ્નાન ભવિજન કરતા ॥ નરક વૈતરણી કુમતિ નાસે, મહાનંદ પદ ધરતા ॥ક૦॥૨॥ કામ ક્રોધકી તપત મિટાવે, મુક્તિપંથ સુખ પગ ધરતા ॥ ધર્મ કલ્પતરુ કંદ સીંચતા, અમૃતઘન ઝરતા ॥ક૦॥૩॥ જન્મ મરણકા પંક પખારી, પુણ્યદશા ઉદય કરતા ॥ મંજરી સંપદ્ તરુ વર્દ્ધનકી, અક્ષય નિધિ ભરતા ॥ ક૦ ॥ ૪ ॥ મનકી તપત મિટ સબ મેરી, પદકજ ધ્યાન હદે ધરતા ॥ આતમ અનુભવ રસમેં લીનો, ભવસમુદ્ર તરતા ॥ ક૦ ॥ ૫ ॥

॥ દ્વિતીય વિલેપન પૂજા ॥

॥ દુહા ॥

ગાત્ર લૂહી મન રંગશું, મહકે અતિ સુવાસ ॥
ગંધકષાયી વસનશું, સકલ ફલે મન આશ ॥૧॥
ચંદન મૃગમદ કુંકુમે, ભેળી માંહે બરાસ ॥
રત્નજડિત કચોલિયેં, કરી કુમતિનો નાશ ॥૨॥

પગ જાનુ કર ખંધમે, મસ્તક જિનવર અંગ ॥
ભાલ કંઠ ઉર ઉદરમેં, કરે તિલક અતિ ચંગ ॥૩॥
પૂજક જન નિજ અંગમે, રચે તિલક શુભ ચાર ॥
ભાલ કંઠ ઉર ઉદરમેં, તપત મિટાવનહાર ॥૪॥

॥ ઢાળ ॥ ઠુમરિ—તાલ ૫ જાબી ઠેકા ॥
॥ મધુવનમેં મેરે સાવરિયાં—એ દેશી ॥

કરી વિલેપન જિનવર અંગે, જન્મ સફલ ભવિજન માને ॥ કરી૦ ॥ ૧ ॥ મૃગમદ ચંદન કુંકુમ ઘોલી, નવ અંગ તિલક કરી થાને૦ ॥ કરી૦ ॥ ૨ ॥ ચક્રી નવ નિધિ સંપદ પ્રગટે, કરમ ભરમ સબ ક્ષય જાને ॥ કરી૦ ॥ ૩ ॥ મન તનુ શીતળ સબ અઘ ટારી, જિનભક્તિ મન તનુ ઠાને ॥ કરી૦॥ ૪॥ ચોસઠ સુરપતિ સુરગિરિ રંગે, કરી વિલેપન ધન માને ॥ કરી૦ ॥ ૫ ॥ જાગી ભાગ્યદશા અબ મેરી, જિનવર વચન હૃદે ઠાને ॥ કરી૦ ॥ ૬ ॥ પરમ શિશિરતા પ્રભુ તન કરતાં, ચિતસુખ અધિકે પ્રગટાને ॥ કરી૦ ॥૭॥ આત્માનંદી જિનવર પૂજી, શુદ્ધ સ્વરૂપ નિજ ઘટ આને ॥ કરી૦ ॥ ૮ ॥

॥ તૃતીય વસ્ત્રયુગલ પૂજા ॥

॥ દુહા ॥

વસન યુગલ રીતિ ઉજ્જવલે, નિર્મલ અતિહિ અભંગ ॥
નેત્રયુગલ સૂરિ કહે, ચેહિ મતાંતર સંગ ॥૧॥

કોમળ ચંદન ચરચિયે, કનક ખચિત વરચંગ ॥
હય પલ્લવ શુચિ પ્રભુ શિરે, પહેરાવે મનરંગ ॥૨॥
દ્રૌપદી શક્ર સૂરિયાભ તે, પૂજે જિમ જિનચંદ ॥
શ્રાવક તિમ પૂજન કરે, પ્રગટે પરમાનંદ ॥ ૩ ॥
પાયલુહણ અંગલૂહણાં, દીજે પૂજન કાજ ॥
સકલ કરમમલ ક્ષય કરી, પામે અવિચળ રાજ ॥૪॥

॥ ઢાળ ॥ રાગ દેશ સોરઠો—પંજાબી ઠેકો ॥
॥ કુબજાને જાદુ ડારા—એ દેશી ॥

જિનદર્શન મોહનગારા, જિને પાપ કલંક પખારા ॥ જિન૦ ॥ એ આંકણી ॥ પૂજા વસ્ત્રયુગલ શુચિ સંગે, ભાવના મનમેં વિચારા ॥ નિશ્ચય વ્યવહારી તુમ ધર્મે, વરતું આનંદકારા ॥ જિ૦ ॥ ૧ ॥ જ્ઞાન ક્રિયા શુદ્ધ અનુભવ રંગે, કરું વિવેચન સારા ॥ સ્વપર સત્તા ધરું હર સબ, કર્મ કલંક પહારા ॥ જિ૦ ॥ ૨ ॥ કેવલ યુગલ વસન અર્ચિતસેં, માંગત હું નિરાધારા ॥ કલ્પતરુ વંછિત પૂરે, ચૂરે કરમ કઠારા ॥જિ૦॥૩॥ ભવોદધિ તારણ પોત મિલા તું, ચિદ્ઘન મંગલકારા ॥ શ્રી જિનચંદ જિનેશ્વ મેરે, ચરણ શરણ તુમ ધારા ॥જિ૦॥૪॥ અજર અમર ક અલખ નિરંજન, ભંજન કરમ પહારા ॥ આત્માનં પાપનિકંદી, જીવન પ્રાણ આધારા ॥ જિન૦ ॥ ૫ ॥

## ચતુર્થ ગંધ પૂજા ॥

॥ દુહા ॥

ચોથી પૂજા વાસકી, વાસિત ચેતનરૂપ ॥
કુમતિ કુગંધ મિટી ગઈ, પ્રગટે આતમરૂપ ॥૧॥
સુમતિ અતિ હર્ષિત ભઈ, લગી અનુભવ વાસ ॥
વાસ સુગંધે પૂજતા, મોહ સુભટકો નાશ ॥૨॥
કુંકુમ ચંદન મૃગમદા, કુસુમ ચૂર્ણ ઘનસાર ॥
જિનવર અંગે પૂજતા, લહિયે લાભ અપાર ॥૩॥

॥ ઢાળ ॥ રાગ જંગલો—તાલ પંજાબી ઠેકો ॥
॥ અબ મોહે ડાંગરિયા—એ દેશી ॥

ચિદાનંદ ઘન અંતરજામી, અબ મોહે પાર ઉતાર ॥ જિન દજી ॥ અંબ૦ ॥ એ આંકણી ॥ વાસખેપસેં પૂજન કરતાં, જનમ મરણ દુઃખ ટાર જિ૦ ॥ નિજગુણ ગંધ સુગંધી મહકે, દહે કુમતિ મદ માર ॥ જિ૦ ॥૧॥ જિન પૂજત હી અતિ મન રંગે, ભગે ભરમ અપાર ॥ જિ૦ ॥ પુદ્ગલ સંગી દુર્ગંધ નાઠો, વરતે જયજયકાર ॥ જિ૦ ॥૨॥ કુંકુમ ચંદન મૃગમદ ભેલી, કુસુમ ગંધ ઘનસાર ॥જિ૦॥ જિનવર પૂજન રંગે રાચે, કુમતિ સંગ સબ છાર ॥જિ૦ ॥૩॥ વિજય દેવના જિનવર પૂજે, જીવાભિગમ મઝાર ॥જિ૦॥ શ્રાવક તિમ જિન વાસે પૂજે, ગૃહસ્થધર્મનો

સાર ॥ જિ૦ ॥૪॥ સમકિતની કરણી શુભ વરણી, જિન ગણધર હિતકાર ॥ જિ૦ ॥ આતમ અનુભવ રંગરંગીલા, વાસ યજનકા સાર ॥ જિ૦ ॥ ૫ ॥

॥ પંચમ પુષ્પારોહણ પૂજા ॥

॥ દુહા ॥

મન વિકસે જિન દેખતાં, વિકસિત ફૂલ અપાર ॥
જિન પૂજા એ પંચમી, પંચમી ગતિ દાતાર ॥૧॥
પંચવરણકે ફૂલસેં, પૂજે ત્રિભુવન નાથ ॥
પંચ વિઘન ભવિ ક્ષય કરી, સાધે શિવપુર સાથ ॥૨॥

॥ ઢાળ ॥ રાગ કહેરવા—તાલ કુમરી ॥

॥ પાસ જિનંદા પ્રભુ, મેરે મન વસિયા—એ દેશી ॥

અર્હન જિનંદા પ્રભુ મેરે મન વસિયા ॥ એ આંકણી ॥ મોગર લાલ ગુલાલ માલતી, ચંપક કેતકી નિરખી હરસિયા ॥ અ૦ ॥ ૧ ॥ કુંદ પ્રિયંગુ વેલિ મચકુંદા, બોલસિરિ જાઈ અધિક દરસિયા ॥ અ૦ ॥ ૨ ॥ જલ થલ કુસુમ સુગંધી મહકે, જિનવર પૂજન જિમ હરિ રસિયા ॥ અ૦ ॥૩॥ [1]પંચબાણ પીડે નહિ મુઝકો, જબ પ્રભુ ચરણે ફૂલ ફરસિયા ॥ અ૦ ॥ ૪ ॥ જડતા દૂર ગઈ સબ મેરી, પંચ આવરણ ઉખાર ધરસિયા ॥ અ૦ ॥ ૫ ॥ અવર દેવકું આક ધતુરા, તુમરે પંચ રંગ ફૂલ વરસિયા ॥ અ૦॥

૧ કામદેવ

॥ ૬ ॥ જિન ચરણે સહુ તપત મિટત હે, આતમ અનુભવ મેઘ વરસિયા ॥ અ૦ ॥ ૭ ॥

॥ ષષ્ઠ પુષ્પમાલ પૂજા ॥

॥ દુહા ॥

છઠ્ઠી પૂજા જિનતણી, ગુંથી કુસુમની માલ ॥
જિન કંઠે થાપી કરી, ટાળિયે દુ:ખ જંજાલ ॥ ૧ ॥
પંચવરણ કુસુમે કરી, ગુંથી જિન ગુણ માલ ॥
વરમાલા એ મુક્તિકી, વરે ભક્ત સુવિશાલ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ જંગલો—તાલ દીપચંદી ॥
॥ પાર્શ્વનાથ જપત હૈ જો જન, કુમ્મ ન આવે તો કને રે—એ દેશી ॥

કુસુમ માલસે જો જન પૂજે, કર્મકલંક નાસે ભવિ તેરે ॥ કુ૦ ॥ એ આંકણી ॥ નાગપુન્નાગ પ્રિયંગુ કેતકી, ચંપક દમનક કુસુમ ધરે રે ॥ કુ૦ ॥ ૧ ॥ મલ્લિકા નવમલ્લિકા શુદ્ધ જાતિ, તિલક વસંતિક સબ્વ રંગ હે રે ॥ કલ્પ અશોક બકુલ મગદંતી, પાડલક મરુબક માલતી લે રે ॥ કુ૦ ॥ ૨ ॥ ગુંથી પંચવરણકી માલા, પાપપંક સબ દૂર કરે રે ॥ સર્વ મંગલકી માલા રોપે, બિઘન સકલ સબ સાથ જલે રે ॥ કુ૦ ॥ ૩ ॥ આતમાનંદી જગગુરુ પૂજી, કુમતિ ફંદ સબ દૂર ભગે રે ॥ પૂરણ પુન્યે જિનવર પૂજે, આનંદરૂપ અનુપ જગે રે ॥ કુસુમ૦ ॥ ૪ ॥

## ॥ સપ્તમ અંગીરચના પૂજા ॥

### ॥ દુહા ॥

પાંચ વરણકે ફૂલકી, પૂજા સાતમી આન ॥
પ્રભુ અંગે અંગી રચી, લહીએ કેવલજ્ઞાન ॥ ૧ ॥
મુક્તિવધૂકી પત્રિકા, વરણી શ્રી જિનદેવ ॥
શુદ્ધ તત્ત્વ સમજે સહી, મૂઢ ન જાણે ભેવ ॥૨॥

॥ ઢાળ ॥ તુમ દીનકે નાથ દયાલ લાલ--એ દેશી ॥

તુમ ચિદ્ઘનચંદ આનંદ લાલ, તોરે દર્શનકી બલિહારી ॥ તુમ૦ ॥૧॥ પંચવરણ ફૂલોંસેં અંગિયાં, વિકસે જ્યું કેસર ક્યારી ॥ તુમ૦ ॥૨॥ કુંદ ગુલાબ મરુક અરવિંદો, ચંપકજાતિ મંદારી ॥ તુમ૦ ॥૩॥ સોવન જાતી દમનક સોહે, મન તનુ તર્જિત વિકારી ॥ તુમ૦ ॥૪॥ અલખ નિરંજન જ્યોતિ પ્રકાશે, પુદ્ગલસંગ નિવારી ॥ તુમ૦ ॥૫॥ સમ્યગ્દર્શન જ્ઞાન સ્વરૂપી, પૂર્ણાનંદ વિહારી ॥ તુમ૦ ॥ ૬ ॥ આતમ: સત્તા જમહી પ્રગટે, તબ હી લહે ભવપારી ॥ તુમ૦ ॥૭॥

## ॥ અષ્ટમ ચૂર્ણ પૂજા ॥

### ॥ દુહા ॥

જિનપતિ પૂજા આઠમી, અગર ભલા ઘનસાર ॥
સેલારસ મૃગમદ કરી, ચૂરણ કરી અપાર ॥ ૧ ॥

સુન્નારોહણ પૂજના, સુમતિ મન આનંદ ॥
કુમતિ જન ખીજે અતિ, ભાગ્યહીન મતિમંદ ॥૨॥

॥ ઢાળ ॥ રાગ જોગિયા ॥

॥ નાથ મુને છોડકે, ગઢ ગિરનાર તુ ગયો રી—એ દેશી ॥

કરમ કલંક દહ્યો રી, નાથ જિન પૂજકે ॥ એ આંકણી ॥ અગર સેલારસ મૃગમદ ચૂરી, અતિ ઘનસાર મહોરી ॥ નાથ૦ ॥ તીર્થંકર પદ શાંતિ જિનેશ્વર, જિન પૂજીને ગ્રહ્યો રી ॥ નાથ૦ ॥ ૨ ॥ અષ્ટકરમ દલ ઉદ્‌ભટ ચૂરી, તત્ત્વરમણકું લહ્યો રી ॥ નાથ૦ ॥ ૩ ॥ આઠોંહી પ્રવચન પાલન શૂરા, દષ્ટિ આઠ રહ્યો રી ॥ નાથ૦ ॥૪॥ શ્રદ્ધા ભાસન રમણતા પ્રગટે, શ્રી જિનરાજ કહ્યો રી ॥નાથ૦॥પ॥ આતમ સહજાનંદ હમારા, આઠમી પૂજ ચહ્યો રી ॥નાથ૦॥૬॥

॥ નવમ ધ્વજ પૂજા ॥

॥ દુહા ॥

પંચવરણ ધ્વજ શોભતી, ઘૂઘરીનો ઘમકાર ॥
હેમ દંડ મન મોહની, લઘુ પતાકા સાર ॥૧॥
રણઝણ કરતી નાચતી, શોભિત જિનહર શૃંગ ॥
લહકે પવન ઝકોરસે, બાઝત નાદ અભંગ ॥૨॥
ઇંદ્રાણી મસ્તક લઈ, કરે પ્રદક્ષિણા સાર ॥
સધવા તિમ વિધિ સાચવે, પાપ નિવારણ હાર ॥૩॥

॥ ઢાળ ॥

॥ કુમરી ઝીંટીની ॥ તાલ પંજાબી ઠેકો ॥ આઈ ઇંદ્રનાર—એ દેશી ॥

આઈ સુંદર નાર, કર કર સિંગાર, ઠાઢી ચૈત્ય દ્વાર, મન મોદ ધાર, પ્રભુ ગુણ વિચાર, અઘ સબ ક્ષય કીનો ॥ આઈ૦ ॥ ૧ ॥ જોજન ઉત્તુંગ અતિ સહસ ચંગ, ગઈ ગગન લંઘ, ભવિ હરખ સંઘ, જબ જગ ઉત્તુંગ પદ છિનનમેં લીનો ॥ આઈ૦॥૨॥ જિમ ધ્વજ ઉત્તુંગ, તિમ પદ અભંગ, જિન ભક્તિ રંગ, ભવિમુક્તિ મંગ, ચિદ્ઘન આનંદ સમતારસ ભીનો ॥ આઈ૦ ॥ ૩ ॥ અબ તાર નાથ, મુઝ કર સનાથ, તજ્યો કુગુરુ સાથ, મુઝ પકડ હાથ, દીનોંકે નાથ, જિનવચન રસ પીનો ॥આઈ૦॥૪॥ આતમ આનંદ, તુમ ચરણુ વંદ; સબ કટત ફંદ, ભયો શિશિર ચંદ, જિન પઠિત છંદ, ધ્વજ પૂજન કીનો ॥ આઈ૦ ॥ ૫ ॥

## ॥ દશમી આભરણ પૂજા ॥

॥ દુહા ॥

શોભિત જિનવર મસ્તકેં; રયણુ મુકુટ ઝલકંત ॥
ભાલ તિલક અંગદ ભુજા, કુંડલ અતિ ચમકંત ॥૧॥
સુરપતિ જિન અંગે રચે, રત્નાભરણ વિશાળ ॥
તિમ શ્રાવક પૂજા કરે, કટે કરમ જંજાળ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ જગલો, તાલ દાદરો–અગ્રેજી બાજેકી ચાલ ॥

આનંદ કંદ પૂજતા, જિનંદ ચંદ હું ॥ એ આંકણી ॥ મોતિ જ્યોતિ લાલ હીર, હંસ અંક જ્યું ॥ કુંડલ સુધાકરગણ મુકુટધાર તું ॥ આ૦ ॥ ૧ ॥ સૂર ચંદ કુંડલે, શોભિત કાન દું ॥ અંગદ કંઠ કંઠલો, મુણીંદ તાર તું ॥ આ૦ ॥ ૨ ॥ ભાલ તિલક ચંગ રંગ, ખગ ચંગ જ્યું ॥ ચમક દમક નંદની, કંદર્પજિત તું ॥ ॥ આ૦ ॥૩॥ વ્યવહાર ભાષ્ય ભાખિયો, જિનંદ બિંબ યું ॥ કરે સિંગાર કાર કર્મ, જાર જાર તું ॥ આ૦ ॥ ૪ ॥ વૃદ્ધિ ભાવ આતમા, ઉમંગકાર તું ॥ નિમિત્ત શુદ્ધ ભાવકા, પિયાર કાર તું ॥ આનંદ૦ ॥ ૫ ॥

॥ એકાદશ પુષ્પગૃહ પૂજા ॥

॥ દુહા ॥

પુષ્પઘરો મન રંજનો, ફૂલે અદ્ભુત ફૂલ ॥
મહકે પરિમલ વાસના, રહકે મંગલમૂલ ॥ ૧ ॥
શોભિત જિનવર બિંચમેં, જિમ તારામેં ચંદ ॥
ભવિ ચકોર તન મોદસેં, નિરખી લહે આનંદ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ ખમાચ—તાલ પંજાબી ઠેકો ॥
॥ શાંતિ વદન કંજ દેખ નયન—એ દેશી ॥

ચંદબદન જિન દેખ નયન મન, અમીરસ ભીનો રે ॥

એ આંકણી ॥ રાય બેલ નવ માલિકા કુંદ, મોઘર તિલકા જાતિ મચકુંદ ॥ કેતકી દમણકે સરસ રંગ, ચંપક રસ ભીનો રે ॥ ચં૦ ॥ ૧ ॥ ઈત્યાદિક શુભ ફૂલ રસાળ, ઘર વિરચે મનરંજન લાલ ॥ જાલી ઝરોખા ચિતરી શાલ, સુર મંડપ કીનો રે ॥ ચં૦ ॥ ૨ ॥ ગુચ્છ ઝુમખાં લંબા સાર, ચંદ્રુઆ તોરણ મનોહાર ॥ ઈંદ્રભુવનકો રંગધાર, ભવ પાતક છીનો રે ॥ ચં૦ ॥ ૩ ॥ કુસુમાયુધકે મારન કાજ, ફૂલઘરે થાપે જિનરાજ ॥ જિમ લહિયે શિવપુરકો રાજ, સબ પાતક ખીનો રે ॥ ચં૦ ॥ ૪ ॥ આતમ અનુભવ રસમેં રંગ, કારણ કારજ સમઝ તું ચંગ ॥ દૂર કરો તુમ કુગુરુ-સંગ, નરભવ ફલ લીનો રે ॥ ચંદબદન૦ ॥ ૫ ॥

## ॥ દ્વાદશ પુષ્પવર્ષણ પૂજા ॥

### ॥ દુહા ॥

બાદલ કરી વર્ષા કરે, પંચવરણ સુર ફૂલ ॥
હરે તાપ સબ જગતકો, જાનુદઘન અમૂલ ॥ ૧ ॥

### ॥ ઢાળ ॥ અડિલ છંદ ॥

॥ સત્તરમે ભવે સાત સુપનસૂચિત સતી—એ દેશી ॥

ફૂલપગર અતિ ચંગ, રંગ બાદર કરી ॥ પરિમલ અતિ મહકંત, મિલે નર મધુકરી ॥ જાનુદઘન અતિ સરસ, વિકચ અધો બીટ હે ॥ વરસે બાધારહિ, રતચે જિમ છીટ હે ॥ ૧ ॥

॥ રાગ કાફી–તાલ દીપચંદી ॥
॥ માચા માહિબ મેરા, ચિંતામણી સ્વામી—એ દેશી ॥

મંગલ જિન નામે, આનંદભવિકુ ઘણેરા ॥ એ આંકણી ॥ ફૂલ પગર બહરી ઝરે રે, હેઠ બીટ જિનકેરા ॥મં૦ ॥ ૧ ॥ પીડારહિત ઢીંગ મધુકર ગુંજે, ગાવત જિનગુણ તેરા ॥મં૦॥૨॥ [1]તાપ હરે તિહુ લોકકા રે, જિન ચરણે જસ ડેરા ॥મં૦॥૩॥ અશુભ કરમ દલ દૂર ગયે રે, શ્રી જિન નામ રટેરા ॥ મં૦ ॥ ૪ ॥ આતમ નિર્મલ ભાવ-કરીને, પૂજે મિટત અંધેરા ॥ મંગળ૦ ॥૫॥

॥ ત્રયોદશ અષ્ટમંગલ પૂજા ॥

॥ દુહા ॥

સ્વસ્તિક દર્પણ કુંભ હૈ, ભદ્રાસન વર્દ્ધમાન ॥
શ્રીવચ્છ નંદાવર્ત્ત હૈ, મીનયુગલ સુવિધાન ॥ ૧ ॥
અતુલ વિમલ ખંડિત નહિ, પંચવરણકે શાલ ॥
ચંદ્રકિરણ સમ ઉજ્જવલે, યુવતિ રચે વિશાલ ॥ ૨ ॥
અતિ સલક્ષણ તંદુલે, લેખી મંગલ આઠ ॥
જિનવર અંગે પૂજતાં, આનંદ મંગલ ઠાઠ ॥ ૩ ॥

॥ ઢાળ ॥ શ્રી રાગ-જિન ગુણ ગાન શ્રુત અમૃત—એ દેશી ॥

મંગલ પૂજા સુરતરુકંદ ॥ એ આંકણી ॥ સિદ્ધિ આઠ આનંદ પ્રપંચે, આઠ કરમના કાટે ફંદ ॥ મં૦ ॥ ૧ ॥

૧ પાપ

આઠો મદ ભયે છિનકમેં દૂરે, પૂરે અડગુણ ગયે સબ ધંદ ॥ મં૦ ॥ ૨ ॥ જો જિન આઠ મંગલશું પૂજે, તસ ઘર કમલા કેલિ કરંદ ॥ મં૦ ॥ ૩ ॥ આઠ પ્રવચન સુધારસ પ્રગટે, સૂરિ સંપદા અતિહિ ઉતુંગ ॥ મં૦ ॥૪॥ આતમ અડ ગુણે ચિદ્દ્ઘન રાશિ, સહજ વિલાસી આતમ ચંદ ॥ મંગલ પૂજા૦ ॥૫॥

॥ ચતુર્દશ ધૂપ પૂજા ॥

॥ દુહા ॥

મૃગમદ અગર સેલારસ, ગંધવટી ઘનસાર ॥
કૃષ્ણાગર શુદ્ધ કુંદરુ, ચંદન અંબર ભાર ॥ ૧ ॥
સુરભિ દ્રવ્ય મિલાયકે. કરે દશાંગ જ ધૂપ ॥
ધૂપધાણામેં લે કરી, પૂજે ત્રિભુવન ભૂપ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ પીલુ-તાલ દીપચંદી ॥

મેરે જિનંદકી ધૂપસે પૂજા, કુમતિ કુગંધિ દૂર હરી રે ॥ મેરે૦ ॥ એ આંકણી ॥ રોગ હરે કરે નિજ ગુણ ગંધી, દહે જંજીર કુગુરુકી બંધી ॥ નિર્મલ ભાવ ધરે જગ ધંદી, મુઝે ઉતારો પાર, મેરા કિરતાર, કે અઘ સબ દૂર કરી ॥ મેરે૦ ॥ ૧ ॥ ઉર્ધ્વગતિ સૂચક ભવિ કેરી, પરમબ્રહ્મ તુમ નામ જપેરી ॥ મિથ્યાવાસ દુઃખરાશિ ઝરે રી, કરો નિરંજન નાથ, મુક્તિકા સાથ, કે મમતા મૂલ જરી ॥મેરે૦॥૨॥

ધૂપસેં પૂજા જિનવર કેરી, મુક્તિવધૂ ભઈ છિનકમે ચેરી ॥ અબ તો કયોં પ્રભુ કીની દેરી, તુમહી નિરંજન રૂપ, ત્રિલોકી ભૂપ, કે વિપદા દૂર કરી ॥મેરે૦॥૩॥ આતમ મંગલ આનંદકારી, તુમરી ચરણ સરન અબ ધારી ॥ પૂજે જેમ હરિ તેમ અગારી, મંગલ કમલા કંદ, શરદકા ચદ, કે તાપ સબ દૂર હરિ ॥ મેરે જિનદકી૦ ॥૪॥

॥ પંચદશ ગીતપૂજા ॥

॥ દુહા ॥

ગ્રામ ભલે આલાપીને, ગાવે જિનગુણ ગીત ॥
ભાવે શુદ્ધ જ ભાવના, જાચે પરમ પુનીત ॥૧॥
ફલ અનંત પંચાશકે, ભાખે શ્રી જગદીશ ॥
ગીત નૃત્ય શુદ્ધ નાદસેં, જો પૂજે જિન ઇશ ॥૨॥
તીન ગ્રામ સ્વર સાતસે, મૂરછના એકવીશ ॥
જિન ગુણ ગાવે ભક્તિશું, તાર તીસ ઓગણીશ ॥૩॥

॥ ઢાળ ॥ રાગ સોહણી—ઠેકો પંજાબી ॥

જિનગુણ ગાવત સુરસુંદરી ॥ એ આંકણી ॥ ચંપકવરણી સુર મનહરણી, ચંદ્રમુખી શૃંગાર ધરી ॥ જિન૦॥ ॥૧॥ તાલ મૃદંગ બંસરી મંડલ, બરોડ ઉપાગ ધુની મધુરી ॥ જિન૦ ॥ ૨ ॥ દેવકુમાર કુમારી આલાપે, જિન ગુણ ગાવે ભક્તિ ભરી ॥ જિન૦ ॥ ૩ ॥ નંકુલ મુકુંદ વીણુ

અતિ ચંગી, તાલ છંદ આયતિ સમરી ॥ જિન૦ ॥ ૪ ॥ અલખ નિરંજન જ્યોતિ પ્રકાશી, ચિદાનંદ સત રૂપ ધરી ॥ જિન૦ ॥ ૫ ॥ અજર અમર પ્રભુ ઇશ શિવંકર, સર્વ ભયંકર દૂર હરી ॥ જિન૦ ॥ ૬ ॥ આતમ રૂપ આનંદ-ઘન સંગી, રંગી નિજગુણ ગીત કરી ॥ જિન૦ ॥૭॥

॥ ષોડશ નાટક પૂજા ॥

॥ દુહા ॥

નાટક પૂજા સોલમી, સજિ સોલે શણગાર ॥
નાચે પ્રભુની આગળે, ભવનાટક સબ ટાર ॥૧॥
દેવ કુમર કુમરી વલી, નાચે એકશત આઠ ॥
રચે સંગીત સુહાવના, બત્તીસ વિધિકા નાટ ॥૨॥
રાવણ ને મંદોદરી, પ્રભાવતી સૂરિયાભ ॥
દ્રૌપદી જ્ઞાતા અંગમેં, લીયો જન્મ કો લાભ ॥૩॥
ટાળો ભવ નાટક સવી, હે જિન ! દીન દયાળ ॥
મિલ કર સુર નાટક કરે, સુઘર બજાવે તાલ ॥

॥ ઢાળ ॥ રાગ કલ્યાણ ॥ તાલ દાદરો ॥

નાચત સુર વૃંદ છંદ, મંગલ ગુનગારી ॥ એ આંકણી ॥ કુમર કુમરી કર સંકેત, આઠ શત મિલ ભમરી દેત ॥ મંદ તાર રણરણાટ, ઘુઘરુ પગ ધારી ॥ ના૦ ॥ ૧ ॥ બાજત જિહાં મૃદંગ તાલ, ધપ મપ ધુધુમ કિટ ધમાલ ॥ રંગચંગ

દ્રંગ દ્રંગ, ત્રોં ત્રોં ત્રિક તારી ॥ ના૦ ॥ ૨ ॥ તાતા થેઈ થેઈ તાન લેત, મુરજ રાગ રંગ દેત ॥ તાન માન ગાન જાન, કિટ નટ ધુનિધારી ॥ ના૦ ॥ ૩॥ તું જિનંદ શિશિર ચંદ, મુનિજન સબ તાર વૃંદ ॥ મંગલ આનંદ કંદ, જય જય શિવ ચારી ॥ ના૦ ॥ ૪ ॥ રાવણ અષ્ટાપદ ગિરિંદ, નાચ્યો સબ સાજ સંગ ॥ બાંધ્યો જિનપદ ઉત્તુંગ, આતમ હિતકારી ॥ નાચત૦ ॥ ૫ ॥

॥ સપ્તદશ વાજિંત્ર પૂજા ॥

॥ દુહા ॥

તત વિતત ધન શુસિરે, વાદ્ય ભેદ એ ચાર ॥
વિવિધ ધ્વનિ કર શોભતે, પૂજા સત્તરમી સાર ॥૧॥
સમવસરણમે વાજિયા, નાદતણા ઝંકાર ॥
ઢોલ દદામા દુંદુભી, ભેરી પણવ ઉદાર ॥૨॥
વેણુ વીણા કિંકિણી, ષડ્ ભ્રામરી મરદંગ ॥
ઝલરી ભંભા નાદશું, શરણાઇ મુરજંગ ॥૩॥
પંચ શબ્દ વાજે કરી, પૂજે શ્રી અરિહંત ॥
મનવાંછિત ફળ પામિયે, લહિયે લાભ અનંત ॥૪॥

॥ ઢાળ ॥ રાગ જંગલો—તાલ ઠુમરીકી ॥
॥ મન મોહ્યા જંગલકી હરણીને—એ દેશી ॥

ભવિ નંદો જિનંદ જસ વરણીને ॥ એ આંકણી ॥

વીણ કહે જગ તું ચિર નંદ, ધન ધન જગ તુમ કરણીને ॥ ભવિ૦ ॥ ૧ ॥ તું જગનંદી આનંદ કંદી, તપલી કહે ગુણ વરણીને ॥ ભવિ૦ ॥ ૨ ॥ નિર્મલ જ્ઞાન વચન મુખ સાચે, તૂણ કહે દુઃખ હરણીને ॥ ભવિ૦ ॥ ૩ ॥ કુમતિ પંથ સબ છિનમેં નાસે, જિનશાસન ઉદ્ધરણીને ॥ભવિ૦ ॥ ૪ ॥ મંગલ દીપક આરતિ કરતાં, આતમ ચિત્ત શુભ ભરણીને ॥ ભવિ૦ ॥ ૫ ॥

॥ કળશ ॥ રેખતા ॥

જિણંદ જસ આજ મેં ગાયો, ગયો અઘ દૂર મો મનકો ॥ શત અઠ કાવ્ય હૂ કરકે, થુણે સબ દેવ દેવનકો ॥ જિ૦ ॥ ૧ ॥ તપગચ્છ ગગન રવિ રૂપા, હુઆ વિજય-સિંહ ગુરુ ભૂપા ॥ સત્ય કર્પૂર વિજયરાજા, ક્ષમા જિન ઉત્તમ તાજા ॥ જિ૦ ॥ ૨ ॥ પદ્મ ગુરુ રૂપ ગુણભાજા, કીર્તિ કસ્તૂર જગ છાજા ॥ મણિબુધ જગતમેં ગાજા, મુક્તિ ગણિ સંપ્રતિ રાજા ॥ જિ૦ ॥ ૩ ॥ વિજય આનંદ લઘુ નંદા, નિધિ[૯] શશિ[૧] અંક[૯] હે ચંદા[૧] (૧૯૧૯)॥ અંબાલે નગ્રમેં ગાયો, નિજાતમ રૂપ હું પાયો ॥ જિનં૦ ॥ ૪ ॥

॥ ઇતિ શ્રી આત્મારામજી (વિજયાનંદસૂરિ)કૃત સત્તરભેદી પૂજા સમાપ્ત ॥

શ્રી

# શ્રી વિવિધ પૂજા-સંગ્રહ

## ભાગ છઠ્ઠો

## આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરસૂરિજીકૃત

## વાસ્તુક પૂજા

### ॥ વિધિ ॥

દરેક વસ્તુ પાંચ પાંચ લેવી. અષ્ટપ્રકારી પૂજાનો સામાન લેવો, આઠ સ્નાત્રિયા કરવા,

એક કળશ ગ્રહણ કરે, બીજો કેશરની વાટકી ગ્રહણ કરે, ત્રીજો ફૂલનો હાર વા છૂટાં ફૂલ ગ્રહણ કરે, ચોથો ધૂપ, પાંચમો દીપક, છઠ્ઠો રકાબીમાં અક્ષતનો સ્વસ્તિક લઈને ઉભો રહે, સાતમો નૈવેદ્ય લઈ ઉભો રહે, અને આઠમો ફળ લઈ ઉભો રહે, દરેક પૂજાએ અભિષેક કરી પૂજા કરવી.

૫ કળશ, ૫ કેશરની વાટકી, ૫ ફુલના હાર, ધૂપધાણું, ૫ દીપક, ૫ ચોખાના સાથીઆ, ૫ નૈવેદ્ય, ૫ ફળ.

વાસ્તુક પૂજા જે ઘર કરે અને તેમાં પ્રવેશ કરે તે ભણાવે, તેને ઘેર આ પૂજા ભણાવતાં આનંદ મંગળ થાય રોગ, શોક, વહેમ સર્વે નાશ પામે, કુંભની સ્થાપના કરી દીવો કરી, નવસ્મરણ ભણવા, શક્તિ હોય તો સ્નાત્રિયાને જમાડવા, કન્યાઓ - ઇંદ્રાણીઓ સાથે તો કરવી.

## ॥ પ્રથમ પૂજા ॥

### ॥ દુહા ॥

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, ત્રેવીશમા જિનરાય ॥
ધરણેંદ્ર પદ્માવતી, પૂજે જેહના પાય ॥ ૧ ॥
પાર્શ્વ યક્ષ જસ શોભતો, સેવા કરે ચિત્ત લાય ॥
પુરિસાદાણી પાર્શ્વનાથ, ધ્યાતાં શિવસુખ થાય ॥ ૨ ॥
વાસ્તુક પૂજા ઘરતણી, કરતાં સુખ વિશાળ ॥
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપજે, હોવે મંગલમાળ ॥ ૩ ॥
પંચ પંચ વસ્તુ થકી, શંખેશ્વર પ્રભુ પાસ ॥
પૂજો ભવિ ભાવે કરી, સફળ હોવે મન આશ ॥ ૪ ॥
ચિંતામણી સમ પાર્શ્વનાથ [1]પાર્શ્વમણિ સમ નામ ॥
ધ્યાતાં ગાતાં પ્રાણીનાં, સીઝે સઘળાં કામ ॥ ૫ ॥

॥ મલ્લિજિન વંદીએ ભવિ ભાવે રે—એ દેશી ॥

શંખેશ્વર પાસ પ્રભુ નિત્ય ગાવો રે, શાશ્વત શિવકમળા પાવો ॥ શંખેશ્વર૦ ॥ કાશીદેશ વાણારસી ગામ રે, વિશ્વસેન રાજા અભિરામ રે ॥ વામા માતા સુખ વિશ્રામ ॥ શંખે૦ ॥ ॥ ૧ ॥ પ્રભુ માત કૂખે જબ આયા રે, ઇંદ્ર ચોસઠ સૂરગિરિ લાયા રે ॥ સુરાસુર મનમાં હરખાયા ॥ શંખે૦ ॥ ૨ ॥ એક લાખને સાઠ હજાર રે, આઠ જાતિ કળશ મનોહાર રે ॥ પ્રભુ ન્હવણ કરે જયકાર ॥ શંખે૦ ॥ ૩ ॥ ઇંદ્રાણીયો હસતી ગા-

[1] પારસમણિ

તીરે, જિનદર્શન કરી હરખાતી રે ॥ નાટક કરી મનમાં માતી ॥શ ખે૦॥૪॥ એવા પાર્શ્વ પ્રભુ ઘર લાવો રે,શુભ સિંહાસન પધરાવો રે ॥ પ્રભુ ન્હવણ કરી સુખ પાવો ॥ શ ખે૦ ॥૫॥ રોગ શોગ સહુ દૂર નાસે રે, પ્રભુશ્રદ્ધા મનમા વાસે રે ॥ શાશ્વતપદ બુદ્ધિ ભાસે ॥ શંખે૦ ॥ ૬ ॥

॥ મત્ર—ૐ નમો ભગવતે શ્રી શખેશ્વરપાર્શ્વનાથાય હ્રીઁ ધરણેન્દ્રપદ્માવતીમહિતાય જન્મજરામૃત્યુનિવારણાય ક્ષુદ્રોપદ્રવશમનાય જલ ચદન પુષ્પ ધૂપ દીપ અક્ષત નૈવેદ્યં ફલ યજામહે સ્વાહા ॥

॥ દ્વિતીય પૂજા ॥

॥ દુહા ॥

સ્નાત્ર ભણાવી પાર્શ્વનુ , પૂજા કીજે સાર ॥
પૂજક પૂજ્યની પૂજના, સમજીજે સુખકાર ॥૧॥
બેઉ પાસે વીઝીએ, ચામર ચારુ ઉમંગ ॥
દર્પણ પ્રભુ આગળ ધરો, હોવે જય જયરગ ॥ ૨ ॥

॥ સુતારીના બેટા તુને વિનવું રે લોલ—એ દેશી ॥

પ્રભુ પાર્શ્વ જિનેશ્વર ગાઈએ રે લોલ, શ્રી શખેશ્વર પ્રભુ નામ જો ॥ તુજ નામથી નવનિધિ સપજે રે લોલ, મન વંછિત સીઝે કામ જો, નામ રૂડું શખેશ્વર પાસનુ રે લોલ ॥ મિથ્યાત્વદશા દૂર થાય જો, શુદ્ધ શ્રદ્ધા હૃદય પ્રગટાય જો ॥ નામ રૂડુ૦ ॥ ૧ ॥ પૂજા વાસ્તુક દોય પ્રકારની રે લોલ,

શુભ અશુભ ભેદે કહાય જો ॥ દ્રવ્ય વાસ્તુક પૂજાના એ કહ્યા રે લોલ, તેહ હરખે કહું ચિત્ત લાય જો ॥ નામ૦ ॥૨॥ ઘર મહેલ કરાવી તેડિયે રે લોલ, બ્રાહ્મણ હોમાદિક વાસ જો ॥ વેદ ગાયત્રી મંત્ર ભણાવીએ રે લોલ, બ્રાહ્મણ જમાડીએ ખાસ જો ॥ નામ૦ ॥૩॥ દેવદેવી બ્રહ્માદિક પૂજીયે રે લોલ, ચાડા બુદ્ધિએ કોળું કપાય જો ॥ મરી નરકતણાં દુઃખ ભોગવે રે લોલ, મિથ્યા વાસ્તુક પૂજામાં પાપ જો ॥ નામ૦॥ ॥૪॥ ફલ શ્રીફલ પ્રમુખને હોમતાં રે લોલ, પંચેંદ્રિય હિંસા થાય જો ॥ અપમંગલ એહ ખરૂં કહ્યું રે લોલ, અશુભ વાસ્તુક પૂજા કહાય જો ॥ નામ૦ ॥૫॥ શુભ વાસ્તુક પૂજા વર્ણવું રે લોલ, જેનું રૂડું વિશાળ સ્વરૂપ જો ॥ બુદ્ધિ શાશ્વત સંપદા પામીએ રે લોલ, પાસ નામ તે મંગલરૂપ જો ॥ નામ રૂડું૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ—ૐ નમો ભ૦ શ્રી જલં૦ ચંદનં૦ યજામહે સ્વાહા ॥

## ॥ તૃતીય પૂજા ॥

### ॥ દુહા ॥

શુભ વાસ્તુક પૂજા કહું, આણી અતિશય ભાવ ॥
સ્વર્ગાદિક સુખ પામીએ, હોવે શિવસુખ દાવ ॥૧॥
દેવ તે અરિહંત જાણીએ, દોષ રહિત અઢાર ॥
ગુરૂ સુસાધુ મહાવ્રતી, પાળે પંચાચાર ॥ ૨ ॥

જિનવર ભાષિત સત્ય છે, જૈન ધર્મ જગ જોય ॥
સુખ દુઃખ હોવે કર્મથી, અવર ન કર્તા કોય ॥૩॥

॥ અનિહારે ન્હવણ કરો જિનરાજને રે—એ દેશી ॥

અનિહાં રે વાસ્તુકપૂજા શુભ કીજીએ રે, તજી અવર દેવની આશ ॥ સુપાત્રે દાન દીજીએ રે, સૂત્ર શ્રવણરુચિ અભિલાષ ॥ શ્રી શંખેશ્વર પ્રભુ પાસજી રે ॥ ૧ ॥ ભવિ ભાવે દ્રવ્યાર્થિક નયે કરી રે, શાશ્વત છે લોકાલોક ॥ કર્તા તેહનો કો નહિ રે, કિમ કર્તા માનિયે ફોક ॥ શ્રીશંખે૦॥૨॥ઉર્ધ્વ અધો અને તિર્છાલોકની રે, સ્થિતિ છે અનાદિ અનંત ॥ કર્તા તેહનો કો નહિ રે, ઇમ ભાખે શ્રી ભગવંત ॥ શ્રી શંખે૦॥૩॥ નવતત્ત્વ ષડ્દ્રવ્ય છે નિત્ય શાશ્વતાં રે, દ્રવ્ય ગુણ પર્યાય રૂપ ॥ દો ભેદે જીવ દાખિયો રે, તસ લક્ષણ છે ચિદ્રૂપ ॥ શ્રીશંખે૦॥૪॥ પરિણામી પુદ્ગલ જીવ દો જાણીએ રે, અનાદિ સંબંધ વિચાર ॥ કર્તા કર્મનો આતમા રે, તેમ ભોક્તા હૃદયે ધાર ॥ શ્રીશંખે૦ ॥ ૫ ॥ શુભાશુભ કર્મ ગ્રહી ભોગી આતમા રે, વેદે શાતા અશાતા દોય ॥ દેવ મનુજ નારક તિરિ રે, ચઉગતિમાં ભટકે જોય ॥ શ્રી શંખે૦॥ ॥૬॥ જીવે કીધાં પુણ્ય પાપ તે ભોગવે રે, પર પુદ્ગલ સંગે ખાસ ॥ રાચ્યો માચ્યો પુદ્ગલમા વસ્યો રે, બન્યો પુદ્ગલનો જીવ દાસ ॥ શ્રી શંખે૦ ॥ ૭ ॥ પ્રભુ પૂજા કરતા પ્રાણિયા

સુખ લહે રે, નાસે કર્માષ્ટક પાસ ॥ સામિવચ્છલ નવકારશી રે, હેતુ સુખનાં દીસે ખાસ ॥ શ્રી શંખે૦ ॥૮॥ શુભ ભાવે નૈવેદ્ય થાળમાં મૂકીને રે. પ્રભુ આગળ ધરીએ ચંગ ॥ રત્નત્રયી કમળા વરે રે, બુદ્ધિ શાશ્વત પદરંગ ॥ શ્રી શંખે૦॥૯॥

મંત્ર–ૐ નમો ભ૦ શ્રી૦ પાર્શ્વનાથાય જલં ચંદનં૦ યજામહે સ્વાહા ॥

## ॥ ચતુર્થ પૂજા ॥

### ॥ દુહા ॥

શરીર પુદ્ગલમાં વસ્યો, પુદ્ગલ માની ગેહ ॥
પરભવ સાથ ન આવતું, ક્ષણમાં નાશી તેહ ॥૧॥

દેહ અનંતા છંડિયા, ભટકી આ સંસાર ॥
લાખ ચોરાશી હું ભમ્યો, તાર તાર પ્રભુ તાર ॥ ૨ ॥

॥ સાંભળજો મુનિ સંયમ રાગે, ઉપશમ શ્રેણી ચઢીઆ રે–એ દેશી ॥

શ્રીશંખેશ્વર પાર્શ્વ પ્રભુ નિત્ય, મન મંદિરમાં ધરીએ રે ॥ ધ્યાવી ગાવી પાપ ગુમાવી, શ્રદ્ધા સમકિત વરીએ રે ॥ શ્રી શંખે૦ ॥ ૧॥ યાદવલોકની જરા નિવારી, ષડ્દર્શન વિખ્યાત રે ॥ વામાનંદન જગજન વંદન, નમતાં પાવન ગાત્ર રે ॥ શ્રી શંખે૦॥૨॥ પર પરિણતિથી અષ્ટકર્મ ગ્રહી, પરભોગી પરકર્તા રે ॥ અતુલબળી પણ કર્મ પિંજરમાં, વસિયો નિજગુણ ધર્તા રે ॥ શ્રી શંખે૦॥૩॥ ઔદારિક વૈક્રિય આહારક, તૈજસ કાર્મણ પંચ રે ॥ પંચ શરીર ઘર માની વસિયો, કરતો કર્મનો સંચ રે ॥ શ્રી શંખે૦ ॥૪॥ સુરાપાની બકતો

ફરે વળી, ધત્તુર ભક્ષક જેમ રે ॥ અવળી પરિણતિથી આ આતમ, સ્વરૂપ ભૂલ્યો તેમ રે ॥ શ્રી શંખે૦॥ ૫ ॥ ભવમાં ભમતાં પુણ્યોદયથી, સદ્ગુરુ સહેજે મળીયા રે ॥ બુદ્ધિ શિવ સુખ પામે અવિચળ, સકલ મનોરથ ફળિયા રે ॥શ્રી૦॥૬॥

॥ મંત્ર-ૐ નમો ભગવતે શ્રી જલ - ચંદનં૦ યજામહે સ્વાહા ॥

## ॥ પંચમ પૂજા ॥

### ॥ દુહા ॥

સદ્ગુરુ પંચ મહાવ્રતી, પંચ મહાવ્રત ધાર ॥
ભાવથી વાસ્તુક પૂજના, કહેવે અતિ સુખકાર ॥૧॥
પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન છે, અચલ અમલ ગુણવાન્ ॥
શુદ્ધ બુદ્ધ પરમાતમા, ચિદાનંદ ભગવાન્ ॥૨॥
ઘર આતમનું ઓળખ્યું, જેનો રૂડો મહેલ ॥
વાસ ખરો મુજ એહમા, વસતા શિવસુખ સહેલ ॥૩॥

॥ નમો નમો રે શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી

વાસ્તુક ભાવપૂજા નિજ ભાવે, ચેતનની શુદ્ધ દાખી રે ॥ વાસ વસે ચેતન જે મધ્યે, તેહની પૂજા ભાખી રે॥ શ્રી શંખેશ્વર પાસજી ગાવો ॥૧॥ અસંખ્ય પ્રદેશ આતમના જાણો, શુદ્ધ વાસ જીવ જોય રે ॥ ગુણપર્યાય સ્વભાવ અનંતા, એકેક પ્રદેશે જોય રે ॥ શ્રી શંખે૦ ॥ ૨ ॥ જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન ત્રિભંગી, આતમમાહિ સમાય રે ॥ અસ્તિ નાસ્તિ સ-

મકાલે સાધે, એવો આતમરાય રે ॥ શ્રી શંખે૦ ॥ ૩ ॥ ધર્મ ને પુદ્ગલાકાશ, તેહ તણા પ્રદેશ રે ॥ ગુણપર્યાય ધર્મ તસ કેરા, નહિ એક જીવ ગુણ લેશ રે ॥ શ્રી શંખે૦॥૪॥ શુદ્ધ બુદ્ધ પરમાત્મ સ્વરૂપ, અવ્યાબાવ અભંગ રે ॥ અવિનાશી અકલંક અભોગી, ભોગી અયોગી અસંગ રે ॥ શ્રી શંખે૦॥૫॥ નિત્યાનિત્યને એકાનેક, સદ્ગતભાવ વિચાર રે ॥ વક્તવ્યાવક્તવ્ય એ આઠ, પક્ષતણો આધાર રે ॥ શ્રી શંખે૦॥૬॥ શુદ્ધસ્વરૂપી જ્ઞાનાનંદી, ચેતન વાસ કહાય રે ॥ સુખ અનંતું ચેતન ઘરમાં, વચન અગોચર થાય રે॥ શ્રી શંખે૦ ॥ ૭ ॥ આત્મ થકી છૂટે જબ કર્મ, તબ પામે શિવ સ્થાન રે ॥ શાશ્વત અમલ અચલપદ ભાવે, વાસ્તુકપૂજા માન રે ॥ શ્રી શંખે૦॥ ૮ ॥ એણીપેરે વાસ્તુકપૂજા કરશે, તે તરશે સંસારરે॥ બુદ્ધિસાગર ક્ષાયિક સમકિત, પામી લહે ભવપાર રે ॥ શ્રી શંખેશ્વર૦ ॥૯॥

॥ અથ કળશ ॥

ગાઇ ગાઇ રે એ વાસ્તુક પૂજા ગાઇ, અચલ અમલ અભંગ મહોદય, શુદ્ધ સત્તા નિજ ધ્યાયી ॥ સમકિતદાયક હેતે પૂજા, કરતાં હર્ષ વધાઈ રે ॥ એ વાસ્તુક પૂજા ગાઈ ॥૧॥ મિથ્યા પરિણતિ નાશક તારક, આત્મ સ્વભાવે સુહાઈ ॥ પરમાતમપદ પ્રાપ્તિકારક, સુખકર સમકિત દાઈ રે ॥ એ

વાસ્તુક૦ ॥૨॥ ધરણેંદ્ર પદ્માવતી દેવી, જેહની સારે સેવ ॥ સુરપતિ યતિ તતિ ભૂપતિ પૂજિત, શ્રી શંખેશ્વર દેવ રે ॥ એ વાસ્તુક૦ ॥૩॥ તાસ પસાયે પૂજા રચિયે, હર્ષ અતિ દિલ લાઈ ॥ જયજય મંગલમાળા કમળા, આતમમા પ્રગટાઈ રે ॥ એ વાસ્તુક૦ ॥ ૪ ॥ જન્મભૂમિ વિજાપુર ગામે, માસ કલ્પ કરી સાર ॥ માઘ શુકલ બારસ દિન રચતા, સંઘમાં હર્ષ અપાર રે ॥ એ વાસ્તુક૦ ॥ ૫ ॥ વિદ્યાદાયક ધર્મ સહાયક, ગંભીર શ્રદ્ધાવંત ॥ દોશી નથુભાઈ મંછારામ, હેતે એહ રચંત રે ॥ એ વાસ્તુક૦ ॥૬॥ શેઠ છગનલાલ બેચર કાજે, કીધી રચના ભાવે ॥ સંઘ સકલમાં આનંદ મંગળ, ઋદ્ધિ વૃદ્ધિ સુખ થાવે રે ॥ એ વાસ્તુક૦ ॥ ૭ ॥ તપગચ્છમંડન હીરવિજયસૂરિ, જસગુણ સુરનર ગાયા ॥ તાસ શિષ્ય શ્રી સહેજસાગરજી, ઉપાધ્યાય કહાયા રે ॥ એ વાસ્તુક૦ ॥૮॥ પાટપરંપર નેમસાગરજી, ક્રિયાવંત મહંત ॥ તાસ શિષ્ય શ્રી રવિસાગરજી, વૈરાગી ગુણવંત રે ॥ એ વાસ્તુક૦ ॥૯॥ સંવેગી આતમ ગુણરંગી, સુખસાગર ગુરુ રાયા ॥ ગામો ગામ વિહાર કરંતા, વિદ્યાપુરમા આયા રે ॥ એ વાસ્તુક૦ ॥ ૧૦ ॥ ચઢતે ભાવે હર્ષ ઉલ્લાસે, કીધી રચના એહ ॥ ભવ્યજીવને અમૃત સમ એ, ચાતકને જેમ મેહ રે ॥ એ વાસ્તુક૦ ॥ ૧૧ ॥ શાંતિ તુષ્ટિ સુખ સંપદા થાવે, રોગ શોગ દૂર જાય ॥ બુદ્ધિસાગર શાશ્વતપદ લહી, મુક્તિવધૂ સુખ પાય રે

॥ એ વાસ્તુક૦॥૧૨॥ શ્રી શંખેશ્વર પાસ પ્રભુજી, ગાતાં સુખ વિશાળ ॥ શ્રી વિદ્યાપુર સકળ સંઘમાં, હોવે મંગલ માળ રે ॥ એ વાસ્તુક૦ ॥ ૧૩ ॥

॥ મંત્ર ॥ ૐ ह्रीँ નમો ભગવતે જલં ચંદનં૦ યજામહે સ્વાહા ॥
॥ ઇતિ શ્રી બુદ્ધિસાગરસૂરિજીકૃત વાસ્તુક પૂજા સમાપ્ત ॥

# વાચનાચાર્ય શ્રીમદ્ વિજયમાણિક્યસિંહ સૂરીશ્વરજી મહારાજ વિરચિત

## ॥ શ્રી વાસ્તુક પૂજા ભણાવવાની વિધિ ॥

સર્વ વસ્તુ પાંચ પાંચ લાવિયે, અષ્ટ દ્રવ્ય લાવવાં, આઠ સ્નાત્રિયા કરવા, એક કલશ લઈને ઉભો રહે, બીજો કેશરચંદનની વાટકી, ત્રીજો ફૂલ, ચોથો ધૂપ, પાંચમો દીવો. છઠ્ઠો અક્ષત–ચોખા, સાતમો નૈવેદ્ય અને આઠમો ફલ લઇને ઉભો રહે. પછી પહેલી પૂજા ભણાવી, કાવ્ય મંત્ર ભણી, પ્રભુને જલ સ્નાત્ર કરી, ચંદન વડે પૂજી, ફૂલ ચઢાવી, ધૂપ ઉખેવિયે. એમ અષ્ટ દ્રવ્યથી પૂજીયે. એ રીતે પાંચ પૂજાઓ ભણાવિયે. પૂજા ભણાવ્યા પછી આરતિ મંગલ દીવો કરિયે, જે ઘેર વાસ્તુક કરવાનું હોય, તે નવા ઘરમાં શુભમુહૂર્તે કુંભસ્થાપન કરી, સાત સ્મરણ ગણવાં. પછી પૂજા ભણાવવી. શક્તિ હોય તો સ્નાત્રિયાને જમાડવા.

॥ ઇતિ શ્રી વાસ્તુક પૂજા ભણાવવાનો સંક્ષેપ વિધિ ॥

# ॥ અથ વાચનાચાર્ય શ્રી વિજયમાણિક્યસિંહ સૂરિકૃત શ્રી વાસ્તુક પૂજા પ્રારંભ ॥

॥ દુહા ॥

સ્વસ્તિ શ્રી સુખ સંપદા, દાયક દેવ દયાલ ॥
વિશ્વંભર શાંતિ વિભુ, વંદું ભાવ વિશાલ ॥૧॥

સમરી સારદ [1]શારદા, પ્રણમી સદ્ગુરુ પાય ॥
[2]વર વાસ્તુક પૂજા રચું, દિવ્ય [3]મહોદય દાય ॥ ૨ ॥
પાવન વાસ્તુક પૂજના, કરવા [4]વાંછિત કામ ॥
[5]વંદન માલિકાદિકે, શણગારી નિજ [6]ધામ ॥૩॥
પીઠ ત્રિક ઉપર ઠવી, સિંહાસન શ્રીકાર ॥
પધરાવી શાંતિ પ્રભુ, અરચો ભાવ ઉદાર ॥૪॥
જલ ચંદન [7]સુમ ધૂપની, દીપક અક્ષત સાર ॥
[8]શોભન ભોજન ફલ તણી, પૂજા અષ્ટ પ્રકાર ॥૫॥

॥ અથ પ્રથમ પૂજા પ્રારંભ ॥

॥ દૂહા ॥

શાંતિનાથ જિન સોલમા, શાંતિ કારક સાર ॥
પૂરણ પ્રેમે પૂજતાં, વરિયે સુખ વિસ્તાર ॥૧॥

॥ ઢાળ ॥

॥ નાગર વેલીઓ રોપાવ, તારા રાજ મહેલોમાં—એ દેશી ॥

[9]મંજુલ સિંહાસન મંડાવ, તારા નવીન [10]આવાસે ॥
પાવન શાંતિ પ્રભુ પધરાવ, તારા નવીન પ્રાસાદે ॥ એ :

૧. સરસ્વતી. ૨. સુંદર. ૩ મોટા ઉદય. ૪. ઈચ્છિત ફલ પામવા માટે, ૫. તોરણ પ્રમુખ ૬. ઘર. ૭. ફૂલ ૮. સુંદર. ૯. સુંદર. ૧૦ ઘરમાં.

ટેક ॥ નિર્મલ નીરે ન્હવરાવી, ચંદન ચરચી પુષ્પ ચઢાવી ॥ ધૂપ સુગંધિત સરસ ધરાવ, તારા નવીન પ્રાસાદે ॥ મંજુલ૦ ॥ ૧ ॥ લાવી [1]ગવરીનું ઘી તાજુ, [2]બંધુર દીપક જમણી બાજુ ॥ પરમ [3]પ્રમોદ ધરી પ્રગટાવ, તારા નવીન પ્રાસાદે ॥ મંજુલ૦ ॥૨॥ અક્ષત નૈવેદ ફલ જિન આગે, મૂકી સુંદર સુસ્વર રાગે ॥ ગંભીર ગીત મધુર ગવરાવ, તારા નવીન પ્રાસાદે ॥ મંજુલ૦ ॥ ૩ ॥ કોડે જિન પુર નૃત્ય કરાવી, વાજિંતર બહુવિધ વજડાવી ॥ ભાવે ભવ્ય ભાવના ભાવ, તારા નવીન પ્રાસાદે ॥ મંજુલ૦ ॥ ૪ ॥ [4]જગતી માણક અંતરજામી, ઈણવિધ પૂજી શાંતિ સ્વામી ॥ લક્ષ્મી લીલા મંગલ લાવ, તારા નવીન પ્રાસાદે ॥ મંજુલ૦ ॥ ૫ ॥

॥ દુહા ॥

ગાવે ગુણ શાંતિ તણા, ભાવે ભવિયણ જેહ ॥
રિદ્ધિ સિદ્ધિ સુખ સંપદા, પાવે નિશ્ચે તેહ ॥૧॥

---

૧ ગાયનું. ૨. સુંદર. ૩.આનંદ. ૪. જગતમાં રત્ન સમાન.

॥ ઢાળ ॥ રાગ કાલિંગડો ॥ અથવા શ્રીરાગ ॥
॥ વંદો વિશ્વાનંદન વીર-એ દેશી ॥

ગાવો શાંતિ ગુણ પુણ્યવાન ॥ એ આંકણી ॥ જંબૂ. ભરત કુરુ દેશે જાણો, પુર હસ્તિનાપુર પ્રધાન ॥ રાજ કરે ત્યાં રુડી રીતે, વિશ્વસેન નામે રાજન ॥ ગાવો૦ ॥ ૧ ॥ તસ રાણી અચિરા ગુણખાણી, રૂપે ઇંદ્રાણી ઉપમાન ॥ સુંદર શયન ભવનમાં સૂત્તિ, [1]પ્રમીલા લેતી અલ્પ પ્રમાણ ॥ ગાવો૦ ॥ ૨ ॥ [2]ચારુ સર્વાર્થથી ચવિયા, [3]ભાદ્ર વદી સાતમ ભગવાન ॥ આવી તાસ ઉદર અવતરિયા, [4]સહગત મતિશ્રુત અવધિ જ્ઞાન ॥ ગાવો૦ ॥ ૩ ॥ ચૌદ સુપન તવ દેખે ચતુરા, નિરુપમ સુખ કલ્યાણ નિદાન ॥ ઊઠી નિજ [5]શય્યાથી ઉતરી, હર્ષિત પુલકિત હર્ષ [6]અમાન ગાવો૦ ॥ ૪ ॥ [7]પ્રિયતમ પાસે આવી પ્રીતે, વદતી કોમલ મધુરી વાણ ॥ [8]ભૂપતિ માણક આગલ ભાખે, મનહર ચૌદે સ્વપ્ન મહાન ॥ ગાવો૦ ॥ ૫ ॥

૧ નિદ્રા. ૨ સુંદર. ૩ ભાદરવો ૪ સાથે રહ્યા છે ૫ પલંગ ૬. ઘણો. ૭. પતિ. ૮. રાજાઓને વિષે રત્ન સમાન. (વિશ્વસેન).

॥ કાવ્યં ॥ ગીતાવૃત્તિં ॥

કાંતં કાંચનકાંતિં, ભવ્યનિશાંતં ચ ધ્વસ્તભવભ્રાંતિં ॥
શાંતં ભુવિ કૃતશાંતિં, સ્તુવે નિતાંતં જિનેશ્વરં શાંતિં ॥૧॥

॥ મંત્ર–ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે શાંતિજિનેંદ્રાય, જલં, ચંદનં, પુષ્પં, ધૂપં, દીપં, અક્ષતં, નૈવેદ્યં, ફલં, યજામહે સ્વાહા ॥

॥ ઇતિ પ્રથમ પૂજા સંપૂર્ણ ॥

આ પૂજામાં આવેલ કાવ્યનો ભાવાર્થ ॥

ભવ ભ્રાંતિનો નાશ કરનાર, પૃથ્વીમાં શાંતિના કરનાર, સુવર્ણ સમાન કાંતિવાળા, કલ્યાણનું ઘર, સુંદર અને શાંત એવા શ્રી શાંતિનાથ જિનેશ્વરને હું અત્યંત સ્તવું છું,

## ॥ અથ દ્વિતીય પૂજા પ્રારંભ ॥

॥ દુહા ॥

સૂતાં સુખભર સેજમાં, આનંદે મેં આજ ॥
ભાલ્યાં ચૌદ સુપન ભલાં, તે સુણજો શિરતાજ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ રાગ સાઠ ॥
॥ ભાવથી નિત્ય ભજીયે વીર ભદંત ॥ એ દેશી ॥

સુપન મેં આજ લહ્યાં શ્રીકાર, નિસુણો પ્રિય પ્રાણાધાર ॥ સુપન મેં આજ લહ્યાં શ્રીકાર ॥ એ આંકણી ॥
[1]આદ્ય સુપનમાં દીઠો ઉજ્વલ, [2]દંતાવલ [3]ચઉદંત ॥
[4]ઉન્નત કકુદ તથા અતિ ઉત્તમ, વૃષભ બીજે બલવંત ॥
[5]મૃગારિ ત્રીજા સુપન મઝાર ॥ સુપન૦ ॥ નિસુણો૦ ॥૧॥

---

૧ પ્રથમ. ૨ હાથી ૩ ચાર દાંતવાલો ૪ ઉંચા સ્કંધવાલો. ૫ સિંહ

ચોથે લક્ષ્મીદેવી ચારુ[1], જ્યોતિ ઝાક ઝમાલ ॥ પંચમ સુપને સુરભિ[2] પાવન, મંજુલ[3] ફૂલની માલ, સુધાકર[4] છઠ્ઠે સુપને સાર ॥ સુપન૰ ॥ નિસુણો૰ ॥૨॥ સાતમે સપને ઉગતો સૂરજ, આઠમે ધ્વજ ઉત્તંગ[5] ॥ નિરુપમ કલશ રૂપાનો નવમે; પદ્મ સરોવર ચંગ, સુપન દશમે દીઠું સુખકાર ॥ સુપન૰ ॥ નિસુણો૰ ॥૩॥ અગિઆરમે ક્ષીર સાગર અનુપમ, બારમે દેવ વિમાન ॥ તેરમે રત્ન[6] નિકર તેજસ્વી, નિર્ધૂમ[7] વહ્નિ પ્રધાન, નિહાલ્યો ચૌદશમે નિરધાર ॥ સુપન૰ ॥ નિસુણો૰ ॥ ૪ ॥ વ્યોમ[8] થકી ઉતરતાં વદને[9], પ્રવિશત[10] પેખ્યા એહ ॥ માનું થશે કિમ ફલ વૃત્તિ મુજ, ગુણ ગુણ માણક ગેહ[11], વિચારી ભાખો તાસ વિચાર ॥ સુપન૰ ॥ નિસુણો૰ ॥ ૫ ॥

॥ દુહા ॥

સ્વપ્ન ચતુર્દશ સાંભલી, રાણી મુખથી રાય ॥
[12]પ્રમુદિત [13]નિજ પ્રજ્ઞા થકી, [14]દાખે ફલ સુખદાય ॥૩॥

---

૧ સુંદર, ૨ સુગંધયુક્ત, ૩ સુંદર, ૪ ચંદ્ર. ૫ ઉંચો. ૬ રત્નનો ઢગલો, ૭ ધુમાડા વિનાનો અગ્નિ ૮ આકાશથી. ૯ મુખમાં ૧૦. પેસતાં. ૧૧ ઘર ૧૨ આનંદિત ૧૩ પોતાની બુદ્ધિથી, ૧૪ ભાખે.

॥ ઢાલ ॥ રાગ કેરબો ॥

॥ ગોપીચંદ લડકા બાદલ વરસેરે કંચન મહેલમેં ॥ એ દેશી ॥

[1]દેવાનુપ્રિયા તેં, સ્વપ્ન સારામાં સારાં દેખિયાં ॥ એ આંકણી ॥ [2]રમણીય ધન કણ કાંચન રિદ્ધિ, સુખ સંપદ [3]સંભાર ॥ રાજ્ય વૃદ્ધિ મનવાંછિત સિદ્ધિ, હોશે મંગલ માલ રે ॥ દેવાનુપ્રિયા૦ ॥ ૧ ॥ અમ કુલ [4]કેતુ અમ કુલ દીપક, અમ કુલ તિલક સમાન ॥ કુલ [5]તરુ વર કુલ મંડણ [6]મૌલિ, કુલ [7]ભૂધર કુલ [8]ભાણ રે ॥ દેવાનુપ્રિયા૦ ॥ ૨ ॥ કુલ કીર્તિકર કુલવૃત્તિકર, કુલ-જસકર આધાર ॥ કુલ [9]નંદિકર કુલ વૃદ્ધિકર, કોમળ [10]કર પદ સાર રે ॥ દેવાનુપ્રિયા૦ ॥ ૩ ॥ સુંદર લક્ષણ લક્ષિત [11]તનુધર, [12]શશિ સમ સૌમ્યાકાર ॥ પ્રિયદર્શન તુજ પુત્ર થશે વર. રૂપ કલા ભંડાર રે ॥ દેવાનુપ્રિયા૦ ॥ ૪ ॥ [13]પ્રિયતમ વાણી સત્ય પ્રમાણી, બેઠી જઈ નિજ ઠામ ॥ હર્ષ ભરાણી જપતી શાણી, જિન ગુરુ માણક નામ રે ॥ દેવાનુપ્રિયા તેં, સ્વપ્ન સારામાં સારાં દેખિયાં ॥ ૫ ॥

---

૧ સરલસ્વભાવ. ૨ સુંદર. ૩ સમૂહ. ૪ ધ્વજ. ૫ વૃક્ષ. ૬ મુગટ. ૭ પર્વત. ૮ સૂર્ય. ૯ સમૃદ્ધિ. ૧૦ હાથ પગ. ૧૧ શરીર. ૧૨ ચંદ્ર. ૧૩ સ્વામી

॥ કાવ્ય ॥ ગીતિવૃત્ત ॥

કાંત કાંચનકાંતિં, ભવ્યનિશાતં ચ [1]ધ્વસ્તભવભ્રાંતિં ॥
શાંતં ભુવિ કૃતશાંતિં, સ્તુવે નિતાંતં જિનેશ્વર શાંતિં ॥૧॥

॥— ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરા-મૃત્યુનિવારણાય શ્રીમતે શાંતિજિનેંદ્રાય જલ૦ ચંદનં૦ પુષ્પ૦ ધૂપં૦ દીપ૦ અક્ષત૦ નૈવેદ્ય૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ દ્વિતીય પૂજા સંપૂર્ણા ॥

॥ અથ તૃતીય પૂજા પ્રારંભ ॥

॥ દુહા ॥

[1]પંડિતને તેડી [2]પ્રગે, રંગે પૂછે રાય ॥
સરસ સુપન ફલ સાંભલી, [3]વિગતે કરે વિદાય ॥૧॥

॥ ઢાલ ॥ રાગ—કેરબો ॥
॥ હમ દમ દેકે ગોતાન ઘર જાના ॥ એ દેશી ॥

શાંતિ જિણંદ નમો નરનારી, નમો નરનારી નમો નરનારી ॥ શાંતિ જિણંદ નમો નરનારી ॥ એ આંકણી ॥ મહિમા મંદિર પ્રભુ [4]મહી મંડલ, ગર્ભ થકી પણ [5]મારી નિવારી ॥ શાંતિ૦ ॥ જનની ઉદર ગત [6]નાકીશ્વર નત,

૧ સુપન પાઠક. ૨ સવારમાં. ૩ દાન સન્માન કરીને. ૪ પૃથ્વી. ૫ મારી રોગ, ૬ ઇંદ્રે નમસ્કાર કરાએલ.

દિન દિન વૃદ્ધિ લહે હિતકારી ॥ શાંતિ૦ ॥ ૧ ॥ ગર્ભનું પોષણ કરતી રાણી, સખિયો દેતી શિખામણ સારી ॥ શાંતિ૦ ॥ [1]પૃથ્વીપતિ સવી [2]દોહદ પૂરે, અંતર અતિશય ઉલટ ધારી ॥ શાંતિ૦ ॥૨॥ આનંદ ભર વિચરંતા આવી, જેઠ વદી તેરસ મનોહારી ॥ શાંતિ૦ ॥ ભૂમિ [3]પુષ્કલ ધાન્ય ભરાણી, [4]વસુધાસ્પર્શી વાયુ વિહારી ॥ શાંતિ૦ ॥ ॥૩॥ [5]આશા સઘલી થઈ અજુવાલી, [6]શકુન સકલ જય જય [7]રવ કારી ॥ શાંતિ૦॥ [8]પ્રમદ વિલાસી [9]જનપદ વાસી, સુખિયા જગમાં સહુ સંસારી ॥ શાંતિ૦ ॥ ૪ ॥ [10]હરિ સુખ ગ્રહ ઉત્તમ શુભ લગ્ને, [11]રજની નાયક ભરણી ચારી ॥ શાંતિ૦ ॥ મધ્ય નિશા સમયે મનમોહન, જનમ્યા જિનમાણક જયકારી ॥શાંતિ૦ ॥ જિણંદ૦ ॥૫॥

॥ દુહા ॥

છપ્પન દિક્કુમરી તદા, આણી હર્ષ અપાર ॥
સૂતિ કરણી કરવા ભણી, આવી અવધિ વિચાર ॥૧॥

૧ રાજા. ૨ દોહલા. ૩ બહુ. ૪ પૃથ્વીને ફરસતો. ૫ દિશા. ૬ પક્ષી. ૭ શબ્દ. ૮ આનંદ. ૯ દેશના લોકો. ૧૦ સૂર્ય પ્રમુખ ૧૧ ચંદ્ર.

॥ ઢાળ ॥ રાગ માઢ ॥
॥ મેરે ગમકા તરાના ॥ એ ચાલ ॥
( વાસુપૂજ્ય વિલાસી, ચંપાના વાસી—એ દેશી )

અતિ ઉલટ ધારી, દિશા કુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ [1]નિજ કલ્પ વિચારી, મંગલકારી, દિશાકુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ એ આંકણી ॥ જિન જિન-જનનીને વંદી જુગતે, આઠ કુમારી [2]ઈશાન ॥ [3]બંધુર સૂતિ [4]સદન બનાવે. એક યોજન પરિમાણ રે ॥ [5]કચવર અપહારી, ભૂમિ સમારી, દિશા કુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ અતિ ઉલટ૦ ॥ ૧ ॥ આઠ કુમારી [6]સુરભિ [7]અનુત્તર વરસાવે જલ ફૂલ ॥ આઠ કુમારી આગલ ઉભી, દર્પણ લેઈ અમૂલ રે ॥ આઠ જલની [8]ઝારી હાથમાં ધારી દિશાકુમારી ઉત્સવ કરતી ઉદાર ॥ અતિ ઉલટ૦ ॥ ૨ ॥ આઠ કુમારી પંખા ધરતી, ચામર ઢાલે આઠ ॥ ચાર કુમારી દીપક [9]ચારુ, લેઈ ઉભી બહુ ઠાઠ રે ॥ દેખવા મનોહારી, મોક્ષની બારી, દિશા કુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ અતિ ઉલટ૦ ॥ ૩ ॥ [10]કદલી સદન રચી ચાર કુમારી, જિન જિન-[11]અંબા

---

૧ પોતાનો આચાર. ૨ ઇશાન કોણમાં. ૩ સુંદર. ૪ ઘર. ૫ કચરો. ૬ સુગંધીદાર. ૭ ઉત્તમ. ૮ કલશ. ૯ સુંદર ૧૦ ત્રણ કેળનાં ઘર. ૧૧ માતા.

અંગ ॥ [1]અભ્યંજન પૂર્વક ન્હવરાવી, પહેરાવે [2]ભૂષણ ચંગ રે ॥ બાંધી [3]રાખડી સારી, મંદિર ધારી, દિશાકુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ અતિ ઉલટ૦ ॥ ૪ ॥ જગ ચિંતામણી જગધણી જગગુરુ, જગ બાંધવ જયકાર ॥ [4]શશિ [5]રવિ [6]ગિરિ સમ જીવજો સ્વામી, ગુણમાણક ભંડાર રે ॥ ઇમ આશીશ ભારી, મુખ ઉચ્ચારી, દિશાકુમારી, ઉત્સવ કરતી ઉદાર ॥ અતિ ઉલટ ધારી૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ ગીતિવૃત્તમ્ ॥

કાંતં કાંચનકાંતિં, ભવ્ય નિશાંતં ચ ધ્વસ્તભવભ્રાંતિં ॥
શાંતં ભુવિ કૃતશાંતિં, સ્તુવે નિતાંતં જિનેશ્વરં શાંતિં ॥૧॥

॥ મંત્રઃ—ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે શાંતિજિનેંદ્રાય જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં૦ દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ તૃતીય પૂજા સંપૂર્ણા ॥

## ॥ અથ ચતુર્થ પૂજા પ્રારંભ ॥

જાણી અવધિ જ્ઞાનથી, [7]સોહમપતિ સુર સંગ ॥
જન્મોત્સવ કરવા હવે, આવે ધરી ઉછરંગ ॥૧॥

---

૧ તૈલ મર્દન, ૨ અલંકાર ૩ રક્ષાપોટલી, ૪ ચંદ્ર, ૫ સૂર્ય ૬ પર્વત, ૭ ઇંદ્ર.

॥ ઢાળ ॥ રાગ કેરબો ॥

॥ ઉભો રહેને ગોવાલિયા, તારી વાંસળી મીઠી વાય—એ દેશી ॥

આવે આવે, [૧]જંભારી જિનવર મંદિર ધરી ઉલ્લાસ ॥ એ આકણી ॥ માતને વંદી ભાખે [૨]મઘવા પુણ્યવતી તુજ ધન્ય ॥ રત્ન કૂખ ધારિણી તે તો, જાયો પુત્ર રતન્ન ॥ આવે આવે૦ ॥ ૧ ॥ સોહમ નામે [૩]સુરપતિ હું છુ, ભય નવ ધરશો માત ॥ તુજ નંદનનો જન્મ મહોત્સવ, કરીશ આજ [૪]અદાવત ॥ આવે આવે૦ ॥ ૨ ॥ એમ કહી દેઈ અવસ્વાપિની પ્રતિબિંબ મૂકી પાસ ॥ પંચ રૂપ કરી લાવે પ્રભુને, મેરુ શિખર પર ખાસ ॥ આવે આવે૦ ॥૩॥ જિનને ખોલામા લઈ જુગતે, આસન બેસે ઈંદ ॥ તેસઠ સુરપતિ મલિયા તવ ત્યાં, આણી મન આનંદ ॥ આવે આવે૦ ॥૪॥ [૬]કલશાદિક સવી સ્નાત્ર પૂજાની, સામગ્રી શ્રીકાર ॥ જિનમાણિક્ય જન્મોત્સવ કારણ કરતા સુર તૈયાર ॥ આવે આવે જંભારી, જિનવર મંદિર ધરી ઉલ્લાસ ॥ ૫ ॥

---

૧ ઇંદ્ર. ૨ ઇંદ્ર. ૩ ઇંદ્ર. ૪ સુંદર-ઉજ્જવલ, ૫ એ નામની નિદ્રા, ૬ કલશ વિગેરે સર્વ ઉપકરણ.

॥ દુહા ॥

[1]અમલ કમલ જલ ઔષધિ, [2]તીર્થ મૃદાદિ તમામ ॥
[3]અચ્યુતપતિ આદેશથી, આણે [4]સુર [5]અભિરામ ॥૧॥

॥ ઢાલ ॥ રાગ વસંત ॥
॥ હોઈ આનંદ બહાર રે, પ્રભુ બૈઠે મગનમેં ॥ એ દેશી ॥

જિન જન્મોત્સવ સાર રે, કરે ઇંદ્ર ઉમંગે ॥ એ આંકણી ॥ આઠ જાતિના કલશ [6]અનુત્તર, [7]પ્રત્યેક આઠ હજાર રે ॥ કરે૦ ॥ તીર્થોદક ભરી તીર્થપતિને, ન્હવરાવે નિરધાર રે ॥ કરે૦ ॥ ૧ ॥ ઈમ અઢીસેં અભિષેક કરીને, પૂજે વિવિધ પ્રકાર રે ॥કરે૦॥ [8]કમનીય [9]ભૂષણ પહેરાવી કરે, [10]સ્તવન [11]નમન સુખકાર રે ॥ કરે૦ ॥૨॥ [12]મરુત સકલ તવ રાચે માચે, નાચે હર્ષ અપાર રે ॥ કરે૦ ॥ બહુવિધ વર વાદિત્ર બજાવે, ગાવે ગીત ઉદાર રે ॥ કરે૦ ॥ ॥ ૩ ॥ જનની પાસે જઈ જિનવરને, સ્થાપે [13]હરિ ધરી પ્યાર રે ॥ કરે૦ ॥ અપહરી નિદ્રા પ્રભુ અંગુઠે, કરી

૧ નિર્મલ. ૨ માગધ વિગેરે તીર્થોની માટી. ફુલ ફલ, ધોલા સરસવ, સુગંધીદાર સર્વ વસ્તુ. ૩ બારમા દેવલોકનો ઇંદ્ર. ૪ આભિયોગિક દેવ–સેવક દેવ. ૫ સુંદર. ૬ ઉત્તમ. ૭ દરેક જાતિના. ૮ સુંદર. ૯ અલંકાર. ૧૦ સ્તુતિ. ૧૧ નમસ્કાર. ૧૨ દેવ, ૧૩ ઈંદ્ર.

અમૃત સંચારરે ॥ કરે૦ ॥ ૪ ॥ બત્રીસ કોડી રત્ન રુપૈયા, વરસાવી શ્રીકાર રે ॥ કરે૦ ॥ જઈ નંદીશ્વર [1]મહ કરી પૂજે; જિનમાણક જયકાર રે ॥ કરે ઈંદ્ર ઉમંગે૦ ॥ ૫ ॥

॥ કાવ્ય ॥ ગીતિવૃત્તં ॥

કાંતં કાંચનકાંતિં, ભવ્યનિશાતં ચ ધ્વસ્તભવભાતિં ॥
શાંતં ભુવિ કૃતશાંતિં; સ્તુવે નિતાંત જિનેશ્વરં શાંતિં ॥૧॥

॥ મંત્ર—ૐ હ્રીં શ્રીં૦ પરમપુરુષાય, પરમેશ્વરાય જન્મ-જરામૃત્યુનિવારણાય, શ્રીમતે શાંતિજિને દ્રાય જલ૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપ૦ દીપ૦ અક્ષ્ત૦ નૈવેદ્ય૦ ફલ૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ ચતુર્થ પૂજા સંપૂર્ણા ॥

## ॥ અથ પંચમ પૂજા પ્રારંભ ॥

॥ દુહા ॥

[1]પુરંદર પૂજિત [2]મંગે, ભાલી [3]સુતને [4]ભૂપ ॥
હર્ષિત [5]પુલકિત થઈ હવે, ઉત્સવ કરે [6]અનૂપ ॥

॥ ઢાલ ॥ રાગ-ધોલ ॥

॥ રામ લક્ષ્મણ વનમાં સિધાવતા ॥ એ દેશી ॥

હવે [7]પૃથિવિપતિ નિજ પુત્રનો, કરે જન્મ મહોત્સવ

૧ ઇંદ્રે પૂજેલ. ૨ સવારમાં. ૩ પુત્રને. ૪ રાજા. ૫ રોમાંચિત. ૬ નિરુપમ. ૭ રાજા.

ચંગ, ધરી મનરંગ ।। મોહન વાજાં વાગિયાં ।। સવી બંધી-ખાનાં છોડાવિયાં, વધરાવિયાં, માનોન્માન, [1]પ્રમોદ [2]નિદાન ।। મોહન વાજાં વાગિયાં ।। વાજાં વાગ્યાં જિનેશ્વર દ્વાર, આનંદ અપાર ।। મોહન વાજાં વાગિયાં ।। એ આંકણી ।। ૧ ।। [3]ગજપુર નગર શણગારિયું, સુરભિ જલ [4]ભૂ સિંચાય, [5]પ્રસૂન પથરાય ।। મોહન૦ ।। ઘર ઘર તોરણ બંધાવિયાં, ધૂપ ધાણાં ઘણાં મહકાય, ધ્વજા લહકાય ।। મોહન૦ ।। ૨ ।। [6]પ્રિય મોતીના ચોક પૂરાવિયા, વર ધવલ મંગલ વરતાય, સુકૃત્ય કરાય ।। મોહન૦ ।। [7]ઋણ મુક્ત કર્યા સહુ લોકને, દીધાં યાચકને બહુ દાન, કરી સન્માન ।। મોહન૦ ।। ૩ ।। ઇમ [8]સ્થિતિપતિતા ઉત્સવ કરી, જુગતીથી જમાડી નાત, ભોજન ભલી ભાત ।। મોહન૦ ।। નિજ સ્વજન વરણ સત્કારિયા, દેઈ વસ્ત્રાભરણ શ્રીકાર, અનેક પ્રકાર ।। મોહન૦ ।। ૪ ।। પ્રભુ ગર્ભથી મારી નિવારીને, કરી શાંતિ સકલ સુખકાર, [9]મહી મોઝાર ।। મોહન૦ ।। તિણે કારણ [10]સુત માણક તણું, ઠવ્યું નામ શ્રી શાંતિકુમાર, થયો જયકાર ।।મોહન વાજાં વાગિયાં૦ ।।૫।।

---

૧ આનંદ. ૨ કારણ. ૩ હસ્તિનાપુર. ૪ પૃથ્વી. ૫ ફૂલ. ૬ સુંદર. ૭ કરજ રહિત. ૮ કુલ મર્યાદા. ૯ પૃથ્વી ૧૦ પુત્ર રત્નનું.

॥ દુહા ॥

[1]નયનામૃત ગુણ–[2]નીરધિ, અચિરા દેવી નંદ ॥
પુરુષોત્તમ પ્રભુ પૂજતા, પ્રગટે પરમાનંદ ॥૧॥

॥ ઢાલ ॥ વારી વારી જાવું, શ્રી ધર્મનાથકી ॥ એ દેશી ॥

વારી વારી જાવુ, શ્રી શાંતિનાથની મુદ્રા દેખી રાજી થાવું ॥ એ આકણી ॥ સહસ અટ્ઠોત્તર લક્ષણ લક્ષિત, કાંચન વરણી કાય ॥ મૃગ લછણ મંગલમય મૂર્તિ, નિરખી મન હરખાય ॥ વારી૦ ॥ ૧ ॥ કોટી [3]સોમ સૂરજ મેલવિયે, તોએ ન આવે હોડ ॥ રૂપ [4]અનુત્તર સુરથી અધિકું, જગમાં નહી જસ જોડ ॥ વારી૦ ॥ ૨ ॥ પ્રિયદર્શન [5]શંકર પરમેશ્વર, ભદ્રંકર ભગવાન ॥ પ્રભુજી મ્હારે ઘેર પધાર્યા, કરવા મુજ કલ્યાણ ॥ વારી૦ ॥ ૩ ॥ ચિંતામણી મુજ [6]કર તલ ચઢિયો, [7]સુર તરુ ફલિયો આજ ॥ શાંતિ જિનેશ્વર સેવન કરતાં, સિદ્ધયા સઘલા કાજ ॥ વારી૦ ॥૪॥ એણીપેરે વાસ્તુક પૂજા કરિયે, હરિયે [8]પાતક [9]જાલ ॥ સૂરિમાણુક શ્રી શાંતિ સમરિયે, વરિયે મંગલ માલ ॥ વારી વારી જાવું, શ્રી શાંતિનાથની મુદ્રા દેખી૦ ॥૫॥

---

૧ આંખોને અમૃત જેવા. ૨ સમુદ્ર. ૩ ચંદ્ર. ૪ અનુત્તર વિમાનના દેવ. ૫ સુખ કરનાર. ૬ હાથ. ૭ કલ્પવૃક્ષ. ૮ પાપ. ૯ સમૂહ.

॥ કાવ્યં ગીતિવૃત્તં ॥

કાંતં કાંચનકાંતિં, ભવ્ય-નિશાંતં ચ ધ્વસ્તભવભ્રાંતિં ॥
શાંતં ભુવિ કૃતશાંતિં, સ્તુવે નિતાંતં જિનેશ્વરં શાંતિં ॥૧॥

॥મંત્ર—ઓં હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરા-મૃત્યુનિવારણાય, શ્રીમતે શાંતિજિનેંદ્રાય જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં૦ દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ પંચમ પૂજા સંપૂર્ણા ॥

॥ અથ કલશ ॥ સેવો સજ્જન સેવો સજ્જન ॥ એ દેશી ॥

સેવો સજ્જન સેવો સજ્જન, શાંતિનાથ સુખદાયા ॥ [1]કમનીય વાસ્તુક પૂજન કારણ, ઉત્તમ એહ ઉપાયા ॥ સેવો૦ ॥ એ આંકણી ॥ લૌકિક લોકોત્તર દો ભેદે, વાસ્તુક [2]યજન કહાયા ॥ [3]દુરિત નિમિત્ત લૌકિક દર્શાયા, લોકોત્તર [4]શુભ ગાયા ॥ સેવો૦ ॥૧॥ લોકોત્તર વાસ્તુક આચરવા, સ્થિર કરી મન વચ કાયા ॥ પ્રેમે અષ્ટ પ્રકારે પૂજો, શ્રીશાંતિ જિનરાયા ॥ સેવો૦ ॥ ૨ ॥ એથી આધિ વ્યાધિ ઉપદ્રવ, નાશે સર્વ [5]અપાયા ॥ મંગલ માલા વિમલા [6]કમલા, લહિયે સુખ [7]સમુદાયા ॥ સેવો૦ ॥૩॥ તપ ગણ [8]ગગન [9]ગગનમણિ ગિરુઆ, વિજયસિંહ સૂરિરાયા ॥

---

૧ સુંદર. ૨ પૂજન. ૩ પાપનું કારણ. (મિથ્યાત્વ હોમાદિયુક્ત) ૪ કલ્યાણકારી. ૫ સંકટ કષ્ટ. ૬ લક્ષ્મી. ૭ સમૂહ. ૮ આકાશ. ૯. સૂર્ય.

સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, વિજય પદે સોહાયા ॥
॥ સેવો૦ ॥ ૪ ॥ પદ્મ રૂપ વર કીર્તિવિજયના, શ્રી ઉદ્યોત
અમાયા ॥ અમર ગુમાન વિજય ગુણવંતા, શિષ્ય પરંપર
આયા ॥ સેવો૦ ॥ ૫ ॥ સુગુરુ પ્રતાપવિજય સુપ્રતાપે,
[1]પ્રિય [2]શ્રુત માણક પાયા ॥ મેઘવિજય નિજ શિષ્ય વચ-
નથી, એ અધિકાર રચાયા ॥ સેવો૦॥ ૬ ॥ વસુધા નિધિ
નિધિ વસુધા વર્ષે, (૧૯૯૧) મૃગશિર માસ મનાયા ॥
[3]વર પૂર્ણિમા દિન ગુરુવારે, પૂર્ણાનંદ પમાયા ॥ સેવો૦॥
॥ ૭ ॥ રાજનગરમા રહી ચોમાસુ, દોહલા પાસ પસાયા ॥
શ્રદ્ધાલુ શ્રાવક હિત હેતે, પૂજન એહ બનાયા ॥ સેવો૦ ॥
॥ ૯ ॥ શાંતિ ધારક શાંતિ કારક, શાંતિ નામ ધરાયા ॥
સૂરિમાણક શ્રી શાંતિ જિનેશ્વર, [4]ગુણ માણકથી વધાયા ॥
સેવો સજ્જન સેવો સજ્જન, શાંતિનાથ સુખદાયા ॥ ૬ ॥

॥ ઇતિ વાચનાચાર્ય શ્રી વિજયમાણિક્યસિંહસૂરિકૃત
શ્રી વાસ્તુક પૂજા સંપૂર્ણ ॥

## પ્રભુ પુંખણાના સ્તવનો

(કવ્વાલી)

પ્રભુકો પોખતી ભાવે, સુહાગન નારી હરખાવે;
મનોગત ભાવના સુંદર, અધ્યાત્મ ભાવ દિખલાવે ॥પ્ર૦॥
સમય શ્રી આદિજિન સ્વામી, લગ્ન કે દેવી ઇંદ્રાણી,
વિધિસે પોંખતી પ્રભુકો, ચલા વ્યવહાર વો આવે ॥પ્ર૦॥૧॥

૧ સુંદર. ૨જ્ઞાનરૂપરત્ન. ૩સુંદર. (સિદ્ધિયોગયુક્ત). ૪ગુણરૂપરત્નથી.

ઉખલ મૂસલ મથાની ત્રાક, ઝુંસરી પંચમી કહીયે;
શલાકા ફેંકતી ચારો, દિશામેં ભાવના ભાવે ॥ પ્ર૦॥ ૨ ॥
ઉખલ મૂસલકે મિલનેસે, વ્રિહિસેં હોત હૈ ચાવલ;
ગયા છિલકા મિટા અંકુર, ન ફિર પૈદા કભી થાવે ॥પ્ર૦॥૩॥
અનાદિ જીવ કર્મોકે, ફસા હૈ ગાઢ બંધનમેં;
ક્રિયા અરુ જ્ઞાન મિલનેસે, નિજાતમરૂપકો પાવે ॥પ્ર૦॥૪॥
મથાની ઘુમતી દધિમેં, પ્રગટ કરતી હૈ માખનકો;
ભાવના શીલ તપ દાને, ચિદાનંદ રૂપ ઉપજાવે ॥પ્ર૦॥૫॥
ત્રાકસે સૂત હોતા હૈ, સૂતસે અંગ હૈ ઢકતા;
શુદ્ધ મન ઇંદ્રિ વસ કરકે, ચીર ગુણ જ્ઞાન નિપજાવે ॥પ્ર૦॥૬॥
ઝંસરી ધાર ધોરી હો, જગત ખેતી બચા લેતા;
ધરમધોરી બની આતમ, સ્વરૂપ આતમ પ્રગટાવે ॥પ્ર૦॥૭॥
શલાકા સમ ગતિ ચારો મેં, ફિરતા દુઃખ પાતા હૈ;
ફેંકતી ક્રોધ માયા માન, લોભકો ફિર ન જગ આવે ॥પ્ર૦॥૮॥
આતમારામ જબ પ્રગટે, આતમરામ હૈ હોતા;
આતમલક્ષ્મી પ્રભુ ચેતન, વલ્લભમન હર્ષ નહીં માવે ॥પ્ર૦॥૯॥

( ૨ )

જીરે ઇંદ્રાણી પૂછે વેવાણોને રે, જીરે શી કરી કરણી તમે એહ,
પ્રભુને કેમ પોંખીયાએ;

જીરે અમે તેમાં સમજ્યા નહીં, જીરે કારણ દાખવો તેહ,
પ્રભુને કેમ પોખીયાએ ॥ ૧ ॥
જીરે પહેલું તે ધોસરુ આદર્યું રે, જીરે ધોસરુ ગાડલે હોય;
પ્રભુને એમ પોખીયાએ,
જીરે સંસારે ધોંસરું નાખીયુ રે,જીરે સંસારથી પાર પામે સોય,
ધોસરે એસ પોખીયાએ ॥ ૨ ॥
જીરે ઇંદ્રાણી પૂછે વેવાણોને રે, જીરે મુસલ ખાંડણીએ હોય;
પ્રભુને કેમ પોખીયાએ,
જીરે મૂસલે તંદુલ કાઢીયેરે, જીરે સંસારથી ઝણ કાઢો જોય;
પ્રભુને એમ પોખીયાએ ॥૩॥
જીરે ઇંદ્રાણી પૂછે વેવાણોને રે, જીરે રવૈયો ગોળીયે હોયઃ
પ્રભુને કેમ પોંખીયાએ,
જીરે રવૈયે માખણ નીપજે રે, જીરે સસાર સાણુરસ હોય;
પ્રભુને એમ પોખીયાએ ॥ ૪ ॥
જીરે ઇંદ્રાણી પૂછે વેવાણોને રે, જીરે ત્રાક તે રેટિએ હોય;
ત્રાકે કેમ પોખીયાએ,
જીરે ત્રાકે સૂતર નીપજે રે, જીરે સસારથી અર્થ કાઢો સોય,
ત્રાકે એમ પોંખીયાએ ॥૫॥
જીરે ઇંદ્રાણી પૂછે વેવાણોને રે, જીરે સરીઆ કુંડાને હોય;
સરીએ કેમ પોંખીયાએ,

જીરે સરીયાથી વસ્તુ સહુ નીપજે રે, જીરે મંગલ ધર્મથી એમ;
સરીએ એમ પોંખીયાએ ॥૬॥
જીરે પાંચ મંગલ એમ પરવડાં રે, જીરે આદરે સઘલા લોક;
પ્રભુને એમ પોંખીયાએ;
જીરે તેહ કારણ ઈહાં કરું રે, જીરે શું જાણે દેવતા લોક;
પ્રભુને એમ પોંખીયાએ ॥૭॥

(૩)

( ભરત નૃપ ભાવશું—એ રાગ )

શ્રી જિનરાજને પોંખવાએ, આવે આવે સૈયરનો સાથ,
જિણંદજીને પોંખવાએ, ગાવે, ગાવે, સોહાગણનાર ॥જિ૦॥ટેક
ધ્વજ પૂજન અભિષેકમાંએ, કરો સામઈયામાં સાર ॥જિ૦॥
વલી વરઘોડામાં સાર ॥ જિ૦ ॥ ૧ ॥
ઈંડી પીંડી ધસરને મૂસલ એ, રવૈયો ને સંપુટ કરાય, ॥ જિ૦॥
મંગલદ્રવ્ય કરે પુંખણાએ, સંઘને મંગલ થાય ॥ જિ૦ ॥૨॥
પૂર્વે ઇંદ્રાણીએ પુંખિયાએ, વિધિ વિનયે એક તાર, ॥જિ૦॥
હેતુ ગુરુગમ ધારીયે એ, ટાલવા કર્મ સંભાર ॥ જિ૦॥૩॥
કુંકુમ અક્ષત વધાવીયા એ, મોતીએ તે મોડ ધરાય ॥જિ૦॥
સુંદરી શિરધરી ઘાટડીએ, લળીલળી પ્રણમે પાય ॥જિ૦॥૪॥
કરણી એ ભરણી પુન્યનીએ, મલી મલી વનિતા વૃંદ ॥જિ૦॥
કરશે તરશે અનુક્રમે એ, એમ કહે ખીમચંદ ॥ જિ૦॥ ૫ ॥

# શ્રી વિવિધ પૂજા-સંગ્રહ

## ભાગ સાતમો

## ૫ પંડિત શ્રી ક્ષમાલાભજી કૃત સ્નાત્ર પૂજા

( સ્નાત્રવિધિ માટે પહેલે પાને જોવુ )

॥ દુહા ॥

સિદ્ધ સ્વરૂપી જે હુઆ, કેવળજ્ઞાન દિણંદ ॥
યુગલા ધર્મ નિવારીયો, નમો નાભેય જિણંદ ॥૧॥

ઢાળ

નાભિનરેસર વંશ દીપાયો, ધર્મ તણો જિણે માર્ગ બતાયો ॥ કર્મ સુભટનો જોર હઠાયો, કેવળ પામી શિવ-પદ પાયો ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદ્રા ॥ કુસુમા૦॥૨॥ દુહા ॥શાંતિ સુધામય ચંદલો, વારિ વિષય કષાય ॥ ચોત્રીસ અતિશય શોભતા, સોળમા શ્રી જિનરાય ॥૧॥

ઢાળ

સોળમા શાંતિ જિણંદ સુખકારી, પાંત્રીસ વાણી ગુણે વિસ્તારી ॥ મિથ્યાતમને દૂર નિવારી ॥ પરમા-નંદ તણા અધિકારી, કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા ॥ તો૦॥ ૨ ॥ દુહા ॥ બ્રહ્મચારી સિર સેહરો. જીવદયાગુણ ધાર ॥ લોકાલોક પ્રકાશનાં, શિવવધૂ વરિયા સાર ॥ ૧ ॥

ઢાળ

સિદ્ધપુરીમાં પ્રભુજી બિરાજે, સાદિ અનંત તિહાં સ્થિતિ છાજે ॥ ભવ ભવ ભાવટ દૂર નિવારી ॥ શ્રી નેમિસર મુક્તિ દાતારી ॥ કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૨ ॥ દુહા ॥ સિદ્ધસ્વરૂપી જે હુઆ, હોશે વળી વર્તમાન ॥ તસ આલંબન આપતાં, સેવો શ્રી જિન ભાણ ॥ ૧ ॥

ઢાળ

સેવો શ્રી પારસ ઉલ્લાસે, કુમતિ કદાગ્રહ દૂરે નાસે ॥ સુરનર ચક્રી મનને ઉલ્લાસે, શિવસુખ માગત શ્રી જિન પાસે ॥ કુસુમાંજલિ મેલો પાસ જિણંદા ॥ તો૦ ॥ કુ૦॥ ॥ ૨ ॥ દુહા ॥ શાસનનાયક વીર જિન, સકળ જંતુ હિતકાર ॥ દ્રવ્યભાવ જિન સેવતાં, આપે શિવસુખ સાર ॥ તો૦ ॥ ૧ ॥

ઢાળ

શિવસુખ ખાણી કેવળનાણી, શુદ્ધ પરંપર એહ નીસાણી ॥ ભવજળ તારણ જેહની વાણી, તસ ચરણે પ્રણમંત દેરાણી ॥ કુસુમાંજલિ મેલો વીરજિણંદા ॥તો૦॥

॥ કુસુ૦ ॥૨॥ દુહા ॥ અજીત સંભવ અભિનંદન, સુમતિ પદ્મ સુપાસ ॥ ચંદ્ર સુવિધિ શીતળ નમું, શ્રેયાંસ પૂરે આશ ॥ ૧ ॥

ઢાળ

વાસુપૂજ્ય જિન વિમલ અનંત, ધરમ કુંથુ જિન અરભગવંત ॥ મલ્લિસુવ્રત નમિનાથ મહંત, જિનને કુસુમાંજલિ વિરચંત ॥ ૧ ॥ કુસુમાંજલિ મેલો સકળ જિણંદા ॥ તોરા ચરણક૦ ॥ કુસુ૦ ॥

॥ દુહા ॥

સમકિત પામીને કિયા, ભવ સંખ્યા જિનરાજ ॥
સિદ્ધાંતે વિસ્તાર છે, સંક્ષેપે કહું સાજ ॥ ૧ ॥

ઢાળ

( ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા—એ દેશી )

શ્રી આદિ જિણેસર ઉપગારી, ભવ તેર કહ્યા છે સુખકારી ॥ જેણે યુગલ નીતિ નિવારી, પ્રભુ શિવ પદના છો અધિકારી ॥ ૧ ॥ સોલસમા શાંતિ જિણંદરાયા, ભવ બાર કહ્યા છે સુખદાયા ॥ બાવીશમા શ્રી જિનગુણ ભરિયા, ભવ નવમે સિદ્ધિ વધૂ વરીયા ॥ ૨ શ્રી પાસ પ્રભુના ભવ

દસ કહ્યા, શ્રી વીર જિણંદ સગવીસ લહ્યા ॥ ઓગણીસ જિણંદવર ઉપગારી, ત્રીજે ભવ મોક્ષવધૂ ધારી ॥ ૩ ॥ સમકિત પામ્યા જબ શુધ સહી, ભવ સંખ્યા તવ એ તિહાં ગ્રહી ॥ મન વચન કાયા શુભ ધ્યાન ધરી, કરી થાનક વીસની સેવ ખરી ॥ ૪ ॥ જિનનામકરમ તવ ઉપજાવે, આયુબંધ વિચ એય ભવ થાવે ॥ ભરત વળી ઐરવતે કહ્યા, મહા-વિદેહ વિજય મધ્ય ખંડ લહ્યા ॥ ૫ ॥ પ્રભુ અવતરીયા જગ વિશરામી, ત્રણ જ્ઞાન સહિત અંતરજામી ॥ માતાની કુખે અવતરીયા, માતા સુપનાં દેખે ગુણ ભરીયાં ॥ ૬ ॥

વસ્તુ—છંદ

વીર જિનવર વીર જિનવર, કહ્યા ભવ સગવીસ, રિષભદેવના તેર કહ્યા ॥ શાંતિ પ્રભુના બાર જગીસ, નેમ નિધાન પાર્શ્વનાથના દસ ॥ સેસ જિનના ત્રણ ત્રણ જાણ, થાનક વીસની સેવના ॥ પ્રભુ બાંધ્યું તીર્થંકર ગોત્ર સુજાણ, તપ આરાધી મારગ સાધી ॥ ચવી ઉપના સ્વર્ગ મોઝાર, તિહાંથી ચવી માતા કુખે, ઉપના તીર્થંકર જગદાધાર ॥ ૭ ॥ દુહા ॥ પ્રભુજી આવી ઉપના, માતા કુખે ઉદાર ॥ માતા તવ સુપનાં લહે, મધ્ય જામિનીયે દસ ચાર ॥ ૧ ॥

ઢાળ

( અને હારે વાલો વસે વિમલાચલે—એ દેશી )

અને હારે ગજવર વૃષભ મનોહરૂ રે, કેસરી સિંહ લક્ષ્મી ઉદાર ॥ ફૂલ માળા શશી દીપતો રે, રવી ઈંદ્રધજા મનોહાર ॥ ૧ ॥ મંગળ આજ વધામણા રે ॥ એ ટેક૦॥ અને હારે કળશ સરોવર સાગરૂ રે, બારમે નિમ દેવ વિમાન ॥ રત્નની રાશ પૂરણુ ભરી રે, અગ્નિશિખા દેદીપ્યમાન ॥ મ૦ ॥ ૨ ॥ અને હારે ચૌદ સુપન દેખી કરી રે, માતા હર્ષ હૈયામા ધરત ॥ અને હારે રાય પ્રતે રે પ્રકાશિયા રે, દીઠા ચૌદ સુપન વિરતત ॥ મ૦ ॥ ॥ ૩ ॥ અ૦ ॥ રાય કહે સુણો ભામિની રે, એ સુપન લહ્યાં શ્રીકાર ॥ અ૦॥ સુપન તણા પ્રાસાદથી રે, હોશે પુત્ર બહુ મનોહાર ॥ મ૦ ॥ ૪ ॥ અ૦ ॥ ત્રૈલોકયનાયક એ હોશે રે, કુળ દીપક રવિ સમો ધાર ॥અ૦॥ ઈંદ્રાદિક સહુ સેવશે રે, એ સ્વપ્નતણો અધિકાર ॥ મ૦ ॥૫ ॥

॥ દુહા ॥

સોહમ સુરપતિનો તદા, કપ્યો આસન સાર ॥<br>
અવધિબલે તવ જાણિઓ, પ્રભુજીનો અવતાર ॥૧॥

મજ્જન કરાવે ॥ દરપન દીવડી વાએ વીંઝણુ વલી, ચામર લેઈ ગુણગ્રામ ગાવે ॥ ૩ ॥ પ્રભુતણે પાણીએ રાખડી બાંધીને, કુમરી કહે દીર્ઘ આયુ ઉદાર ॥ પ્રભુતણે દરિસણે જન્મ સફલો થયો, દરિસણ શુદ્ધ થયો આજ સાર ॥ ૪ ॥

॥ દુહા ॥

જન્મોચ્છવ કુમરી કરી, ગઈ નિજ થાનક જામ ॥
સોહમપતિ શક્રેંદ્રનું, આસન કંપ્યું તામ ॥ ૧ ॥

ઢાળ

(જયો જયો ગોડી શ્રી પાસ જિણેસર, ભક્તવચ્છલ ભગવાનરે–એ દેશી)

જન્મ થયો શ્રી જિનનો જાણી, હરખ્યો ઇંદ્રિ અપાર રે ॥ મન ચિંતે હું આજ કૃતારથ, સફલ હુઓ અવતાર રે ॥ જન્મ૦ ॥ ૧ ॥ જન્મ મહોચ્છવ કરવા કારણ, ઇંદ્ર થયો ઉજમાલ રે ॥ ભક્તિકરંતા એહથી લહીએ, શિવ પદવી સુવિસાલ રે ॥ જન્મ ॥ ૨ ॥ હરિણગમેષીને ઇન્દ્ર તેડાવે, સુઘોષા ઘંટા વજડાવે રે ॥ બાર જોજન પહોળી અઠ ઉંચી, ચારનો લોલ કહાવે રે ॥ જન્મ૦ ॥ ૩ ॥ પંચસયા સુર તે વજડાવે ॥ ઘોષણ ઈણી પરે થાવે રે, જન્મ થયો શ્રી જિનવર કેરો, ઓચ્છવે ઇંદ્ર બોલાવે રે ॥ જન્મ ॥૪॥ ઈમ સાંભળીને દેવ અસંખા, નરલોકે તે આવે રે ॥ જિનને

જિન જનનીને પ્રણમી, બહુ વિધ તામ વધારે રે ॥જન્મ૦ ॥૫॥ પ્રતિબિંબ મુકી માતા પાસે, ઈંદ્ર સંપુટ પ્રભુ ધરીયા રે ॥ પંચ રૂપ તિહા ઈંદ્ર કરીને, ચાર છત્ર તે ધરીયા રે ॥ ॥ જન્મ૦ ॥ ૬ ॥ બત્રીસ બદ્ધ નાટક બહુ સુરગણુ, પ્રભુ આગળ નાચંતા રે ॥ સુરગિરિ પંડુકવનમે આયા, બહુ વિધ ભક્તિ કરંતા રે ॥ જન્મ૦ ॥ ૭ ॥ દેવદેવી મિલી એમ ગુણુ ગાવે, ધન્ય દિવસ થયો આજ રે ॥ પ્રભુ દરિસણુથી દર્શન નિશ્ચલ, પામશું હવે શિવરાજ રે ॥ જન્મ ॥ ૮ ॥ શક્રેન્દ્રે પ્રભ ખોલે બેસાડયા, અચ્યુતેદ્ર તામ રે ॥ તીરથો-પધિજળ લાવો સુરગણુ, સ્નાત્ર મહોચ્છવને કામ રે ॥ ॥ જન્મ૦ ॥ ૯ ॥

॥ દુહા ॥

માગધતીર્થ પ્રભાસના, ગંગા સિંધુ આદિ ॥
તીર્થોદક લેઈ અમર, આવો તજી પ્રમાદ ॥ ૧ ॥
તીર્થોપધિ મિશ્રિત જલે, ભરિયા શૃંગાર ॥
રજત હેમે વળી રત્નના, મૃતિકાના કહ્યા સાર ॥૨॥

ગાથા

બારસ જોયણ તુંગો, બારસ ઉ જોઅણાણ વિત્થારો ॥
જોયણમેગં નાલુઅ, ઇગ કોટી સટ્ઠિ લક્ખાઇ ॥ ૧ ॥

## ॥ ઢાળ ॥

(રંગ રસિયા રંગરસ બન્યો મનમોહનજી—એ દેશી)

ઇંદ્ર આદેશ સુણી કરી, મન રંગે રે ॥ હરખ્યો ચિત્ત મઝાર, અતિ ઉછરંગે રે ॥ તીર્થોદક લેવા ભણી ॥ મન૦ ॥ દેવ અનેક તિવાર ॥ અતિ૦ ॥૧॥ માગધતીર્થ પ્રભાસના ॥મ૦॥ ક્ષિરોદધિ તિમ ગંગ ॥અ૦॥ પદ્મ સરોવર સિંધુના ॥મ૦॥ સીતા સીતોદક ચંગ ॥ અતિ૦ ॥૨॥ પુષ્પ અનેક પ્રકારનાં ॥ મ૦ ॥ કમળ સૌરભ ઉદાર ॥ અ૦ ॥ ચંગ, ચંગે માલશું ॥ મ૦ ॥ લાવે અમર તિવાર ॥અતિ૦॥૩॥ હર્ષ વિનોદ આનંદશું ॥ મ૦ ॥ ગાવે જિનગુણ માલ ॥ ॥અ૦॥ તીર્થોષધિબહુ ભાતની ॥મ૦॥ પુષ્પ ઉદક સુવિસાલ ॥અ૦॥૪॥ આવીયા સુરગિરિ ઉપરે ॥મ૦॥ સ્નાત્ર કરવા અભિલાષ ॥ અ૦ ॥૫॥ વૈમાનિક વાણુ વ્યંતરા ॥ મ૦ ॥ જ્યોતિષી ભુવનના ઇશ; ॥અ૦॥ ભક્તિવસે સહુ આવિયા ॥મ૦॥ કેવી કુતુહલ મિત્ત ॥અ૦॥૬॥

### વસ્તુ—છંદ

તથ્થ અચ્ચુઅ તથ્થ અચ્ચુઅ, ઇંદ આદેશ કર જોડી, સવિ દેવગણુ, લેઇ કળશ આદેશ પામીઅ, અદ્ભૂત રૂપ

સ્વરૂપ જુઅ, કવણ એહ પુછંત સામીઅ, ઇંદ્ર કહે જગતારણો, પારગ અમ પરમેશ, નાયક દાયક ધર્મ નિહિ, કરીએ તસુ અભિષેક ॥૧॥

ઢાળ

(શ્રી યુગમધરને કહેજો—એ દેશી)

સ્નાત્ર કરે પ્રભુને અંગે, જળધારા અતિ ઉછરંગે, ઇંદ્રાદિક મિલીયા સંગે, સ્નાત્રમહોત્સવ કરે મનરંગે રે ॥ સ્નાત્ર૦ ॥ ૧ ॥ અચ્યુતાદિ સુરપતિ મિલીયા, સામાનિક વ્યંતર ભળીયા ॥ સ્નાત્ર કરે પ્રભુ ગુણ ભરીયા રે ॥ સ્નાત્ર૦ ॥ ૨ ॥

॥ દુહા ॥

તવ ઈસાન સુરિંદલો, પ્રભુ બેસાડે ઉછંગ ॥
સૌધર્મઇન્દ્ર તતક્ષણે, કરે અભિષેક ઉમંગ ॥ ૧ ॥

ઢાળ

સોહમપતિ અભિષેક કરે, વૃષભના ચાર તિહાં રૂપ ધરે ॥ અડસિંગે જિનપરે ક્ષીર ઝરેરે ॥ સ્ના૦ ॥ ૩ ॥ નમણ કરીને સુખ પાયા, બાવનાચંદન ચરચાયા ॥ કુસુમમાલા અંગે અરચાયા રે ॥ સ્ના૦ ॥ ૪ ॥ બસે પચાસ અભિષેક કરીઆ, ઇંદ્રાદિક હરખે ભરિયા ॥ કોડી બત્રીસ

ધન ઉવરીયા રે ॥ સ્ના૦ ॥ ૫ ॥ ઇમ ઓછવ કરતાં રંગે, મૂકયા માતા ઉછરંગે ॥ પ્રતિબિંબ સંહરીઓ મનરંગે રે ॥ સ્ના૦ ॥ ૬ ॥ નંદીશ્વર દ્વીપે જાવે, મહોચ્છવ કરીને ગુણ ગાવે ॥ દીક્ષા કેવળ મનમાં ધ્યાવે રે ॥ સ્ના૦ ॥ ૭ ॥ સહુ સુર સુરલોકે જાવે, મોચ્છવ કરીને ગુણ ગાવે, નિશ્ચય મુક્તિપદ પાવે રે ॥ સ્ના૦ ॥ ૮ ॥

દુહા

સ્નાત્રમોચ્છવ એણી પરે, જિનભક્તિ સુવિશાળ ॥ દ્રવ્યભાવ જિન સેવતા, લહે શિવપદ સુખ સાર ॥ ૧ ॥ ચંદ્રપ્રભ પ્રસાદથી, વીર વસહી સુખકાર ॥ પ્રસાદ પંચ વિરાજતા, નલીનપુરે મનોહાર ॥ ૨ ॥ અંચળ ગચ્છપતિ દીપતા, મુક્તિસાગર સૂર ॥ જયવંતા તસ પાટવી, રત્ન-સિંધુ સનૂર ॥ ૩ ॥ નામ થાપના દ્રવ્યથી, ભાવ નિક્ષેપર-સાળ ॥ કહે ક્ષમાલાભ એ સેવતા, નિતનિત મંગળ માલ ॥ ૪ ॥

શ્રીક્ષમાલાભજીકૃત સ્નાત્રપૂજા સંપૂર્ણ

# ૪. પંડિત શ્રીરૂપવિજયજી કૃત સ્નાત્રપૂજા

[ સ્નાત્ર વિધિ માટે પહેલું પાનું જુઓ ]

આર્યા

મુક્તાલંકારવિકારસાર, સૌમ્યત્વકાંતિકમનીય ॥ સહજનિજરૂપનિર્જિત, જગત્ત્રય પાતુ જિનબિંબમ્ ॥ ૧ ॥ અવણીય કુસુમાહરણું, પયઈપઇટ્ઠિઅ મણોહરચ્છાયં ॥ જિણ રૂવ મજ્જણપીઠં,—સ ઠિઅં વો સિવં દિસઉ ॥ ૨ ॥ સયવત્તકુંદમાલઈ, બહુવિહ કુસુમાઇ પંચ વન્નાઇં ॥ જિણનાહ ન્હવણકાલે, દિંતિ સુરા કુસુમાંજલિ હિટ્ઠા ॥ ૩ ॥

॥ દૂહા ॥

સયલ સુરાસુર નરવરા, જસુ વાણી લયલીણ ॥
સો પરમાતમ અઈસઈ, ઠવો સિંહાસણ પીણ ॥૧॥

॥ ઢાળ ॥

ચઉતીસય અઇસય જસ સોહે, પણતીસ વયણગુણે જગ મોહે ॥ પ્રાતિહારય અડ સંયુત જોહે, સિંહાસન ઠિય ભવિ પડિબોહે ॥૧॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥ તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુ૦ ॥૧॥

॥ ગાથા આર્યા ॥

ગંવાઇટ્ઠિય મહુઅર, મણુહર ઝંકાર સદ્દસંગીયા, જિનચલણોવરિ મુક્કા, હરઉ તુમ્હ કુસુમાંજલિ દુરિઅ ॥ ૧ ॥

॥ દુહા ॥

દ્રવ્ય ભાવ મિથ્યાત્વનો, ઘાયક દાયક સુખ્ખ ॥
તસુ પય સેવિ ભવિયણા. પામો સાસય સુખ્ખ ॥૨॥

॥ ઢાળ ॥

ઈંદ નરીંદ મુણીંદ દિણંદા, સેવે ભાવે પદ અરવિંદા ॥ પામે તે શિવસુખ આણંદા, ટાળે મિથ્યાત અનાદિ ફુફંદા ॥ ૨ ॥ કુ૦ ॥ અજિત જિણંદા ॥ ૨ ॥

॥ દુહા ॥

મોહસહિત ઘાતિ ચઉ, ખઇ લહે કેવળનાણ ॥
નિજ ગુણ પર્યવમેં રમે, તે પૂજો જિનભાણ ॥ ૩ ॥

॥ ઢાળ ॥

કેવળનાણ દિવાયર સામી, તસુ પય સેવો ભવિ શિર નામી ॥ નિજ આતમ તારણ પ્રભુ પામી, પૂજો પ્રેમે અંતરજામી ॥ ૩ ॥ કુ૦ ॥ શાન્તિ જિણંદા ॥ ૩ ॥

॥ દુહા ॥

અજર અમર નિકલંક જે, અવિનાશી અવિકાર ॥
સિદ્ધ બુદ્ધ પરમાતમા, પૂજી લહો ભવપાર ॥ ૪ ॥

॥ ઢાળ ॥

જે નિજ નિરમલ ગુણમાં લીણા, પરમ મહોદય સંપત

પીણા ॥ પરમાણંદ સહાવમાં લીણા, તસુ પય પ્રણમો થઈ આધીણા ॥ ૪ ॥ કુ૦ ॥ પાસજિણંદા ॥ ૪ ॥

॥ દુહા ॥

નિદ્રા તંદ્રા ભય દશા, અરતિ શોક ને મોહ ॥
રાગ દ્વેષ મદ ભંજણો, પૂજો પહુ ગતલોહ ॥ ૫ ॥

॥ ઢાળ ॥

સિંહાસણ બેઠા જગભાણુ, લોયાલોયપયાસક જાણુ ॥ પૂજો ધ્યાવો ધરી સુહ ઝાણ, જ્યું હો નિમ્મલ કેવલનાણ ॥ કુ૦ ॥ વીરજિણંદા ॥ ૫ ॥

॥ દુહા ॥

કેવલનાણ પયાસકર, ચઉવિહ સંઘાધાર ॥
સીમંધર પહુ વિહરતા, પૂજો અષ્ટ પ્રકાર ॥ ૬ ॥

॥ ઢાળ ॥

સમકિત દેશવિરતિ નરનારી,સાહુ સાહૂણી મહાવ્રતધારી ॥ ભરતક્ષેત્ર મધ્યખંડ વિહારી, વંદે પ્રભુની પ્રભુતા સંભારી ॥ ૧ ॥ કુસુમાંજલિ મેલો સીમંધર દેવા ॥ ચૌસઠ ઇંદ્ર કરે જસ સેવા ॥ કુ૦ ॥ સીમંધર દેવા ॥ ૬ ॥

॥ દુહા ॥

અતીત અનાગત સંપ્રતિ, વિચરે જેહ દયાલ ॥
તસ પદ પૂજી ભવિજના, પામો સુખ રસાલ ॥ ૭ ॥

॥ ઢાળ ॥

જાઈ જુઈ મચકુંદની માલ, ચંપક દમણો મરુઓ રસાલ ॥ વેલિ વાસંતિ અરવિંદ જાલ, પૂજી લહો ભવિ મંગળમાળ ॥ કુસુમાંજલિ મેલો સયલ જિણંદા ॥ તોરા ચરણ કમલ૦ ॥ ચોવીસ સોભાગી ચોવીસ જિણંદા ॥ ૭ ॥ કુ૦ ॥

॥ દુહા ॥

ઉક્કોસય સત્તરિ સયા, જિનવર જગશિણગાર ॥
ચવણ જનમ એક સમયમાં, વીશ વીશ નિરધાર ॥૧॥
પંચ ભરહ પંચ ઐરવય, જહન્નઈ દસ જોય ॥
જે જિનનો કણયાચલે, જનમમહોત્સવ હોય ॥૨॥
તિણવિધ સાવય સાવિયા, સ્નાત્ર કરે શુભ ભાવ ॥
પૂજા કરનાં પૂજયની, પૂજક પૂજ્ય સહાય ॥ ૨ ॥

ઢાળ ( સોહાગણી–એ દેશી )

હાંરે અરિહંત ૧, સિદ્ધ ૨, પવયણ ૩, ગુરુ ૪, સ્થવિર ગુણવંત રે, ૫ ॥ બહુસુય ૬, તપસી ૭–ની, વાછલ્યતા કરે તંત રે ॥ નાણ ઉવઓગી નિત, ૮, દંસણ, વિનય પહાણ રે ૧૦ ॥ ચારિત્ત ૧૧, બંભયારી ૧૨, ખિણલવ નિમ્મલ ઝાણ રે ૧૩ ॥ બહુવિહ તપ ૧૪, સેવિ સાહુભગતિ ૧૫, કરે

સારે રે ॥ દશવિહ છહવિહની, વૈયાવચ્ચ ૧૬,પ્રકાર રે ॥ ગુરુ ચિત્ત સમાહિ ૧૭, ભણે અપૂરવ નાણ રે ૧૮, શ્રુતભગતિ ૧૯, પ્રભાવક ૨૦, સેવી વીશે ઠાણ રે ॥૨॥ જિનપદ ભવિ પામે, જગતજંતુ આધાર રે ॥ અહવા ઈગ, દુગ કોઈ, સેવી સેણિક પરે સાર રે ॥ સાધુ ને શ્રાવક, સાધવી સાવિયા ખાસ રે ॥ એ થાનક સેવી, જિનપદ પામે ઉલ્લાસ રે ॥ ૩ ॥

છંદ ( ચાલ )

ઈમ વીશથાનક તપ આરાધી, સાધ્ય સાધી શુભ પરે ॥ સુરલોકે સુરપતિ અધિક મહિમા,-વંત સુરસુખ અનુસરે ॥ જિનરાજ જિન પ્રતિમાતણી કરી, સંઘ ચઉવિહ સેવના ॥ નરક્ષેત્રે આરજવંશ ઉપના, ગુણ સ્તવું તેહ દેવના ॥૧॥

ઢાળ ( એક દિન અચિરા પારણા હુલાવતી-એ દેશી )

નરખેત્રે કરમભૂમિ ભલી, તજી સ્વર્ગ જિહા પ્રભુ મનરૂલી ॥ તે ધન્ય પુરી જિહાં જગધણી, અવતરીયા ક્ષત્રિયવંશમણિ ॥ રાજાધિરાજ મહારાજ ઘરે, સર્વોત્તમ લીલાકલિય વરે ॥ ગુણ રૂપવતી શુભ શીલવતી, તસ કૂખે ઉપજે જિનપતિ ॥ ૨ ॥ મઈ સુઅ ઓહી તિહું નાણ ધરે, અશિવોપદ્રવ સવિ દૂરે કરે ॥ નારકી પણ ક્ષણ એક સુખ લહે, સુખિયા જન પરમાનંદ વહે ॥ ૩ ॥

॥ દુહા ॥

ચઉદ સુપન ચતુરા તદા, દેખે જિનવર માય ॥
ચઉદભુવનનાયક વિભુ, જબ ગરભે રહે આય ॥૧॥

॥ ઢાળ ॥

પહેલે સુપને એ માત, ગયવર દીઠો વિખ્યાત ॥ બીજે વૃષભ સોહાવે, બોધિબીજ માનું વાવે ॥૧॥ સિંહ પરાક્રમી દેખે, ત્રીજે હરખ વિશેષે ॥ ચોથે લખમી એ દેખે, ફૂલ-માળ સુવિશેષે ॥ ૨ ॥ છટ્ઠે શશધર દીઠો, સાતમે સૂર્ય ઉદ્દિઠ્ઠો ॥ ધ્વજપટ આઠમે જાસ, જળભત કુંભ તે ખાસ ॥૩॥ દશમે પદ્મ સરોવર, વિકસિત કમલ મનોહર ॥ રત્નાકર જલ મધુકર, દેખે ઇગ્યારમે સુખકર ॥ ૪ ॥ ભુવનવિમાન તે દેખે, બારમે હરષ વિશેષે ॥ તેરમે રત્નની રાશી, નિર્ધૂમ અગનિ એ ખાસી ॥૫॥ ચઉદ સુપન લહ્યાં એહ, માયે હરષ ન દેહ ॥ આવી કંતને ભાખે, પીઉ તવ અરથ એ દાખે ॥ ૬ ॥ જગનાયક જિનભાણુ, હોશ્યે પુત્ર સુજાણ ॥ ચોસઠ સુરપતિ જાસ, વહશ્યે આણ એ ખાસ ॥ ૭ ॥

છંદ ( ચોપાઇયા )

સિંહાસન કંપે, સુરપતિ જંપે, એ કિશ્યો ઉતપાત

તવ અવધિ પ્રયુંજે, શુભમતિ ગુંજે, જાણે જિન વિખ્યાત ॥ ગરભે અવતરીયા, પુણ્યે ભરિયા, ઉદ્ધરિયા કુળ જાત ॥ ધન્ય માનવભવ, પુણ્ય સમુદ્ભવ, જિહાં પ્રભુ હોશ્યે ખ્યાત ॥ ॥ ૧ ॥ એમ ઉલસિત કાયા, હર્ષ ભરાયા, ઉઠે સવિ સુર-રાયા ॥ જિન જનમદિશાએ, અધિક ઉછાહે, સાત આઠ પદ સામા જાય ॥ જઈ કરકજ જોડી, પાતિક મોડી, તોડી ભવનો પાશ ॥ શક્રસ્તવ ભાખે, સુરવર સાખે, દાખે ભક્તિ પ્રકાશ ॥૨॥ ભો ! ભો ! સુણો દેવા, સમકિત મેવા–દાયક શ્રી ભગવંત ॥ અમ પૂરણ પુણ્યે, અતિ અગણ્યે, ગરભે રહ્યા છે તંત ॥ વિષયાનલ ઝાલે, અતિ વિકરાલે, દાઝયા જીવ અનંત ॥ તસ દુઃખ સવિ ટાળે, દેશનાધારે, જનમ લહી જયવંત ॥ ૩ ॥ ધન્ય ધન્ય જિન માતા, જગ વિખ્યાતા, અમ મનડાની આશ ॥ ઇમ કહી હરિ આવે, સઘળા ભાવે, જિનજનનીની પાસ ॥ કહે તુમ સુત હોશ્યે, જગજસ મોહ-શ્યે, જસ સુરપતિ સહુદાસ ॥ ૪ ॥ એમ સવિ સુરરાજા, સ્તવી ગુણ તાજા, ગયા આપણે ઠામ ॥ જિન ભગતે રસિયા, અતિ ઉલ્લસિયા, અઠ્ઠાઇ મહોચ્છવ તામ ॥ કરી અધિક

ઉમંગે, સમકિત સંગે, સુરપતિ સઘળા તેહ ।। શુભરાશિ ચઢાઈ, પુણ્ય સવાઈ, સુખ વિલસે સસનેહ ।।૫।।

।। દુહા ।।

પરભાતે પૃથ્વીપતિ, સુપનશાસ્ત્રના જાણ ।।
તેડી પૂછે સુપનફળ, તવ તે કહે સુજાણ ।।૧।।

ચઉદલોકનાયક ચતુર, સુરપતિ સેવિત પાય ।।
તીર્થંકર ફુળ તુમતણે, હોશ્યે જગસુખદાય ।।૨।।

(પછી ચૈત્યવંદન જયવીયરાય સુધી કરી કળશ લઇ ઉભા રહેવું)

કળશ

નરખેત મંડણ દુઃખવિહંડણ, સંઘનાયક નાહ, તસ જનમખિણે અનુકૂળ વાયુ, ભૂમિ ફરસી, સુખાહ ।। નિસપન્ન-મેયણિ વૃક્ષફલભર, ફૂલપત્ત સુરમ્ય ।। ગહઉચ્ચ સેઉણ નિમિત્ત સુંદર. જોગ હોઈ સંમ ।।૧।। શુભ લગન શુદ્ધ નવાં-શવેલા, કેંદ્રથાનિક તામ ।। ગ્રહ સૌમ્યકારી દુરિતવારી, ચતુઃ-સાગર નામ ।। એ જોગે શ્રી જિનરાજ જન્મ્યા, મધ્ય રજની જામ ।। પરસન્ન સઘળી દિશા દીસે, સયલ જગ સુહધામ ।। ।। ૨ ।। તવ તીન લોકે હુઓ, તતક્ષણ અંધકાર વિનાશ ।। મહાદુઃખ ભાયણુ નારકી ક્ષણુ, લહ્યા સુખ નિવાસ ।। તવ રોગ

સોગ વિયોગ દુઃખડાં, દોહગ નાઠાં દૂર ॥ તવ સયલ જન મન માહિ વર્ત્યો, અતિ આણંદ પૂર ॥૩॥ તવ દિશા કુમરીતણા થરહર, કંપિયાં આસન્ન ॥ જિનજન્મ અવધિજ્ઞાને દેખી, હરખ પામી મન્ન ॥ અન્યોન્ય તેડી જુગતિ જંપે, જનમિયા જિનરાજ ॥ તસ જનમ સૂતિક કાર્ય સેવા, કરી લહો શિવરાજ ॥ ૪ ॥

૭૯ ( ચોપાઈયા )

જોયણ માણે રચી વિમાણે, દેવદેવી પરિવાર ॥ સહુ જિનવર આવે, ભાવના ભાવે, પ્રદખણા તિમ સાર ॥ જિનજનની વંદી, પાપ નિકંદી,આણંદી ગુણગાય ॥ ત્રિભુવન નેતા, જિનપ જનેતા, નમસ્કાર તુજ માય ॥૧॥ જિનઘરથી જોયણ, ખેત્ર સમારી, વરસી સુગંધી નીર ॥ જલ થલને ફૂલે, અતિબહુ મૂલે, જાનુ પ્રમાણે ધીર ॥ કૃષ્ણાગર ધૂપે, મનની ચૂંપે, કરી જિનના ગુણ ગાય ॥ એક કળશ દીપ, દર્પણ ને વીંજણ,ચામર કર સોહાય ॥૨॥ રંભાઘર રચીયા, ભાવે મતીયા, નવરાવે જિનમાય ॥ જિનજનની હાથે, રક્ષાપોટલી [illegible] મચિ ગાત ॥ જિનવર ગુણગાઈ, હરખ [illegible]ગદીશ ॥ સુરગિરિ સમ આયુ, હો [illegible]દીશ ॥૩॥

॥ દુહા ॥

સુરગિરિ પરે થિર સુરપતિ, આસન કંપ્યું જામ ॥
ઓહિનાણ ઉવયોગથી, જિન જન્મ્યા લહે તામ ॥૧॥

ઢાળ ( હાંરે શ્રી શાંતિજિનેસર—એ ચાલ )

તવ સિંહાસનથી, ઉઠી સવિ સૂરરાય રે ॥ જિનજનમ દિશાએ,સાત આઠ પદ જાયરે ॥ શક્રસ્તવ ભાખી, સિંહાસન નિજ આયરે ॥ જિન જન્મ મહોચ્છવ, કરવા હરખ ભરાય રે ॥૧॥ પાદાત્ય કટક પતિ,નૈગમેષી બોલાય રે॥ હરિ ભાવે સુઘોષા,—ઘંટા શીઘ્ર વજાય રે ॥ સુર આણાકરી, જાય બજાવે જામ રે, તવ લાખ બત્રીસે, ઘંટા રણઝણી તામ રે ॥ ॥૨॥ સુરપતિ આણાઈ, ઘોષણા કરે સુર તેહ રે ॥ ભો ! ભો ! સુણો દેવા,નરખેત્રે ગુણગેહ રે ॥ જિનજન્મ મહોચ્છવ, કરવા સુરપતિ જાય રે ॥ તિણે તુમ પણ વેગા, આવો ભગતિ મન લાય રે ॥૩॥ જિન ભગતિના રસીયા, સમકિતદષ્ટિ જેહ રે ॥ મારગ અનુસારી, હરખ્યા સુરગણ તેહ રે ॥ હરિ જિન ઘર આવી, જિનજનની પ્રણમંત રે ॥ કહે ધન્ય સફળ તુજ, જીવિત ભાગ્ય અનંત રે ॥૪॥ તેં જગસુખદાઈ, જાયો પુત્ર રતન્ન રે ॥ તસ ક્ષણ, મહોત્સુખ નિર્વાણ શુચિ કરસ્યું

તન્ન રે ॥ કરી પ ચરૂપ હરિ, કનકકાચળ લેઈ જાય રે ॥ જિન ખેત્રદિશાને, સિંહાસન પર ઠાય રે ॥૫॥

### છંદ

હવે ઇંદ્ર સયલજિણુંદ સેવા, કરણ સુરગણુ સંજુઆ ॥ સુરશૈલ આવે ભક્તિ ભાવે, દેવગુણુ મુહ સંથુઆ ॥ તિન-લોક નાયક સુગતિ દાયક, આજ ભાગ્ય થકી લહ્યા ॥ ધન જન્મ જીવિય સત્તિ અમચી, દેવ એમ સહુ ઉમહ્યા ॥ ૬ ॥

### ઢાળ

(એક મિથ્યાતઅમ યમ અવિરતિ, દૂર કરી શિવ વસીયાજી—એ ચાલ)

હવે અચ્યુત સુરપતિ જિનભક્તિ, કરવા મન ઉલ્લ-સીયાજી ॥ આભિયોગિક સુર તેડી ભાખે, સુણો જિનભગ-તિના રમીયાજી ॥ અરિહંત જન્મ સનાથ સામગ્રી, સઘળી અમ પુર લાવોજી ॥ જગબંધુ કરુણારસસિંધુ, જોઈ આનંદ પાવોજી ॥૧॥ કનક રૂપ્પ મણિ કનકમણિના, રૂપ્પમણિના સારજી ॥ રજત કનક ને રયણના ભેલા, મૃતિકા તણા ઉદા-રજી ॥ અટસહસ એકેક જાતિના, ચોસઠ સહસ તે થાયજી ॥ ફૂલ ચંગેરી છત્તર ચામર, દરપણ વીંજણ વાયજી ॥ ૨ ॥

રયણુ કરંડક તેલ સમુદ્ગક, થાલપાત્રી સુખદાયજી ॥ ખીરોદક ગંગોદક કુંડોદક, દ્રહઉદક આદાયજી ॥ કુલગિરિ સુરગિરિ ગજદંતાગિરિ, વેયઢ દીરઘ ગોલજી ॥ જમકસમક કંચનગિરિ જાણો, તેમ વખારા સોલજી ॥ ૩ ॥ બાવના-ચંદન અગર ઔષધિ, સિદ્ધારથ સુખદાયજી ॥ મોગર માલતી ચંપક કેતકી, જાઈ જુઈ સુહાયજી ॥ કમલ વાસંતી મચકુંદ મરૂઓ, તીરથ મૃતિકા સારીજી ॥ ભગતે ઇંદ્રસ-મીપે મૂકે, કરી અભિષેકની તૈયારીજી ॥૪॥

### છંદ ચાલ

હવે ઇંદ્ર અચ્યુત દેવસંયુત, આત્મગુણ સાધનરસી ॥ ચંદનર્ચિત પુષ્પચર્ચિત, કલશ કર લીએ ઉલ્લસી ॥ બહુ હર્ષ અંગે ભક્તિચંગે, ઇંદ્ર રંગે એ કહે ॥ જગબંધુ કરુ-ણાસિંધુ ભગવંત, પૂજે તે શિવસુખ લહે ॥૧॥

### ગદ્ય ચાલ

ભો ! ભો ! સયલ જગજંતુહિયકારણો, મહામોહ-મિચ્છત્ત ધંસણો, અણાઇ ભવતણ્હા મહણો, અમિયરસ-ભરિયનયણો, પરમદેવાહિદેવો દટ્ઠવ્વો ॥૨॥

( શાન્તિને કારણે ઇન્દ્ર કલશ ભરે—એ ચાલ )

ખીરસમુદ્રનું નીર ઉજ્જવલ ભરી, કલશની ધારા જિન-શીશ ઉપર કરી ।। વિસ્તર્યું નીર ચિહું ઉર અતિશય ઘણું, શુચિ થયા દેવ સહુ, વિબુહ મુખ એમ ભણું ।। ૧ ।। કેઈ ચામર કરે કેઇ વીંઝણ ધરે, કેઈ સુર છત્ર કેઈ કેઇ ધ્વજ કરે ।। કેઈ નાચંતિ ગજ્જંતિ ભતિભરા, કેઈ ગાયંતિ વાયંતિ-મધુરે સરા ।। ૨ ।। પુષ્ફ આભરણ કેઇ વત્થ વુઠ્ઠી કરે, કેઇ સુર વિસ્મયકારી ચિઠ્ઠા ધરે ।। સહસ ચૌસઠ્ઠી કલસે નવરાવિયો, અચ્ચુઆધીશ બહુ ચિત્ત સુહ પાવિયો ।।૩।।

ઢાળ–તીર્થકમલદલ ઉદક ભરીને, પુષ્કરસાગર આવે–એ દેશી

દશ વૈમાનિક વીસ ભવણવઈ, બત્રીસ વ્યંતર રાજા ।। સામાનિક તાયતિંસ પરષદા, લોકપાલ ચઉ તાજા ।। સાત અનીકના એક પઇન્નક, અભિયોગિક મન આણો ।। પિણ ઇંદ્રાણી એકસો બત્રીસ, ચંદ્ર સૂર્ય શુચિ જાણો ।।૧।। એમ ત્રેસઠ્ઠિ ઇંદ્ર જિન પૂજ્યા, તવ તિહા ઇશાણ ઈંદા ।। પંચરૂપ કરી શક્રને ભાષે, ધરતો મન આણંદા ।। જગલોચન જિન-વર મુજ અંકે, થાપી કરો સનાથ ।। શ્રી જિનવર પૂજાથી તુમને, હોશ્યે મોક્ષની આથ ।। ૨ ।। ઇશાનઇંદ્રને અંકે

થાપી હરખે સોહમઇંદ્ર ॥ વૃષભ રૂપ ચઉ આઠ શૃંગથી, ઉમહી ધારી આમંદ ॥ દેવ દૂષ્ય વસ્ત્ર અંગ લૂહી, કરી વિલે-પન ચંગ ॥ પૂજી મનરંગે નવ અંગે, નાટિક ગીત અભંગ ॥૩॥ ફૂલમાળા આભૂષણ અંગે, પહેરાવી ગુણ ગાય ॥ બત્રીસબદ્ધ નાટક કરી ભાવે, હાવ ભાવ બહુ લાય ॥ સયલ સુરાસુર સંયુત સોહમ,—પતિ પહુ લેઇ હાથ ॥ આવે જિન-જનનીની પાસે, થાપે તિહુઅણનાથ ॥ ૪ ॥ ક્ષોમજુગલ કુંડલયુગ સુંદર, ઓશીસે ધરે તામ ॥ રત્નકંદુક ઉલ્લોચે થાપે, ફરતિ ચિંહુદિશ દામ ॥ બત્રીશ કોડો હિરણ વર-સાવી, જઈ નંદીશ્વર ઠામ ॥ અઠ્ઠાઈ મહોત્સવ કરી સઘળા, ઇન્દ્ર ગયા નિજ ધામ ॥ ૫ ॥ તપાગચ્છ નાયક ગુણલાયક, વિજયજિણંદસૂરિ નામ ॥ તસ રાજ્યે જિનજન્મમહોચ્છવ, ગાયો ગુણ અભિરામ ॥ સંવેગરંગ સુરંગી સદ્ગુરુ, સત્ય-વિજયમહારાજા, શિષ્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, વિજય-પદે વધી લાજ ॥ ૬ ॥ શ્રી ગુરુ પદ્મ વિજય પદ સેવી, રૂપવિજય કહે એમ ॥ શ્રી જિનજન્મમહોત્સવ ગાશ્યે, તેહને સઘળે ખેમ ॥ પુણ્ય મહોદય કમલા વિમલા, હોસ્યે ઝાકઝમાલ ॥ ઋદ્ધિ સિદ્ધિ નવનિધિ તે લહશ્યે, નિત્ય નિત્ય મંગળમાળ ॥ ૭ ॥

ઢાળ ( રાગ પ્રભાતી દેશી )

એમ પૂજા જિનરાજની, સમકિત રુચિવંત ॥ કરતાં નિરમલ ભાવસ્યુ, લહો જ્ઞાન અનંત ॥૧॥ એમ પૂજા જિનરાજની ॥ એ આંકણી ॥ ઉક્કોસય સત્તરિસયા, જિન કેવલનાણી ॥ સંપઈ સીમંધર પહુ, પ્રણમું ગુણખાણી ॥ એમ૦ ॥ ૨ ॥ પૂજા કરતા પૂજ્યની, પૂજ્ય પોતે થાય ॥ તિણે સમકિતરુચિ પ્રાણિયા, પૂજો જિનરાય ॥ એમ૦ ॥૩॥ પ્રભુપદ પદ્મની પૂજના, રૂપ કહે કરે જેહ ॥ અખય અનોપમ સંપદા, નિજ ઘર પામે તેહ ॥ એમ૦ ॥ ૪ ॥

ઈતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત

---

## ॥ શ્રી પંચજ્ઞાનની પૂજાની વિધિ ॥

એક પીઠ ઉપર પવિત્રપણે કુંકુમના ૫૧ સાથીઆ કરીએ, ને ઉપર અક્ષત પૂરીએ, ને ઉપર નાગરવેલના પત્ર એકેક મૂકીએ, ને ઉપર સોપારી, બદામ, પૈસા, ફળ, ફૂલ, નૈવેદ્ય મૂકીએ ૫૧ દીવા કરીએ, ૫ નાળિયેર મૂકીએ ઘી, ખાંડ સહિત ૫ ગોળક થાપીએ, ત્રિવેદિકા પીઠ થાપી સ્વસ્તિક કરી અક્ષત, ફળ ધરીએ, પંચ તીર્થી પ્રતિમા થાપીએ પછી સ્નાત્ર ભણાવીએ, પછી પૂજા ભણાવીએ હવે પહેલી પૂજાના ૨૮ સાથીઆ, બીજીના ૧૪, ત્રીજીના ૬, ચોથીના ૨, અને પાંચમીનો ૧, સાથીઓ નંદાવર્તનો કરીએ. શ્રીફળ મૂકીએ, એની પાંચ પીઠ થાપીએ, ન હોય તો એક મોટી પીઠ ઉપર ભેળા પાંચ થાપીએ. ઈતિ વિધિ

# શ્રી પંચજ્ઞાનની પૂજા પ્રારંભ

## ॥ પ્રથમ શ્રીમતિજ્ઞાન પૂજા ॥

॥ દુહા ॥

સકલ કુશલ કમલાવલી, ભાસક ભાણુ સમાન ॥ શ્રી શંખેશ્વર પાસના, ચરણુ નમી ધરી ધ્યાન ॥ ૧ ॥ કરમ તિમિરભર ટાળવા, જ્ઞાન તે અભિનવ સૂર ॥ જ્ઞાની જ્ઞાન-બળે લહે, સ્વપર સ્વભાવ પડૂર ॥૨॥ શ્રદ્ધા મૂળ ક્રિયા કહી, તેહનું મૂળ તે જ્ઞાન ॥ તેહથી શિવસુખ બહુ જના, પામ્યા ધરી એક તાન ॥૩॥ અસંખ્ય ભેદ કિરિયા તણા, ભાખ્યા શ્રી અરિહંત ॥ જ્ઞાનમૂલ સફળા સવે, પંચભેદ તસ તંત ॥ ૪ ॥ મઈ સુઅ ઓહિ મણપજજવા, પંચમ કેવલ જાણ ॥ પૂજા કરતાં તેહની, લહીએ પંચમ નાણુ ॥ ૫ ॥ જાણે કેવળે કેવળી, શ્રુતથી કરે વખાણ ॥ ચઉ મુંગા શ્રુત બોલતું, ભાખે ત્રિભુવન ભાણુ ॥ ૬ ॥ પંચ જ્ઞાન અનુક્રમે લહી, જેહ થયા અરિહંત ॥ અષ્ટપ્રકારે પૂજતાં, લહીએ જ્ઞાન અનંત ॥ ૭ ॥

॥ ઢાળ પહેલી ॥ ઝુંબખડાની દેશી ॥

પરમપુરુષ પરમાતમા રે, પુરિસાદાણિ પાસ જિને-સર પૂજિયે ॥ જળ ચંદન કુસુમે કરી રે, પૂજો ધરી ઉલ્લાસ ॥ જિ૦ ॥ ૧ ॥ જાસ પસાયે નિરમળું રે, પ્રગટ

હોયે મઈ નાણ ॥ જિ૦ ॥ ભેદ અઠ્ઠાવીસ તેહના રે, સમજો ચતુર સુજાણ ॥ જિ૦ ॥ ૨ ॥ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે, ચઉહા છે મઈનાણ ॥ જિ૦ ॥ દ્રવ્યથી મઈનાણી લહે રે, દ્રવ્ય છક્ક પરિણામ ॥ જિ૦ ॥ ૩ ॥ ખેત્રથી લોકાલોકને રે, કાળથી તિવિહા કાળ ॥ જિ૦ ॥ ભાવથી પાંચે ભાવને રે, જાણે આદેશે રસાળ ॥ જિ૦ ॥ ૪ ॥ જિન ઉત્તમ મુખ પદ્મની રે, વાણી સુણી લહે બોધ ॥ જિ૦ ॥ શુદ્ધ ચિદાનંદ રૂપથી રે, કરી નિજ આતમશોધ ॥ જિનેસર પૂજિએ ॥

॥ કાવ્ય ॥ શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્ ॥

અષ્ટાવિંશતિધા મતિશ્રુતમપિ પ્રોક્ત, મનુસંમિતમ્,
ષોઢા ચાવધિ, રૂપિદ્રવ્યવિષય, જ્ઞાનં નિદાનં શ્રિયાઃ ॥
શ્રીમન પર્યવસંજ્ઞકં ચ દ્વિવિધં કૈવલ્યમદ્વૈતિકં,
જ્ઞાન પંચવિધ યજેહમનિશં સિદ્ધયગનારાધન ॥૧॥

॥ મંત્ર ॥ ૐ નમો જ્ઞાનાય લોકાલોકપ્રકાશકાય, નવતત્ત્વસ્વરૂપાય અનંતદ્રવ્યગુણપર્યાયમયાય મતિશ્રુતાવધિમનઃપર્યવકેવલજ્ઞાનાય જલ ૧. ચંદન. ૨ પુષ્પ ૩, ધૂપ ૪, દીપ ૫, અક્ષતં. ૬, નૈવેદ્ય ૭, ફલ ૮ યજામહે સ્વાહા ॥

॥ આ કાવ્ય તથા મંત્ર દરેક પૂજાએ કહેવા ॥

॥ ગીત ॥ દુહા ॥

એક જીવ અંગીકરી, છાસઠ સાગર ઠાણ ॥
અંતરમુહુર્ત્ત જઘન્યથી, વરતે થિર મઇનાણ ॥૧॥

॥ ઢાળ ॥ ચંદ્રજસા જિનરાજિયા, મનમોહન મેરે–એ દેશી ॥

શ્રી જિનરાજની પૂજના, મનમોહન મેરે ॥ કરી થિર મન શ્રી સાર ॥ મન૦ ॥ ધૂપ દીપ અક્ષત ધરી ॥ મન૦॥ નવેદ્ય ફૂળ મનોહાર ॥ મન૦ ॥૧॥ શ્રુતવાસિત મતિજ્ઞાનના ॥ મન૦ ॥ ભેદ અઠ્ઠાવીશ જોય ॥ મ૦ ॥ અસ્સુય નિ-સ્સિય મઇતણા ॥ મન૦ ॥ ચઉહા બુદ્ધિ હોય ॥ મન૦ ॥૨॥ શ્રોત્ર ઘ્રાણ રસ ફરસથી ॥ મન૦ ॥ વ્યંજનાવગ્રહ ચાર ॥ મન૦ ॥ અત્થુગ્ગહ ઇહા વળી ॥મન૦॥ અપાય ધારણા સાર ॥ મન૦ ॥ ૩ ॥ પંચ ઇંદ્રી મન મેળતાં ॥ મન૦ ॥ ચોવીશ ભેદ સુહાય ॥ મન૦ ॥ અડવીશ ભેદ ઉભય મળી ॥ મન૦ ॥ ભાખે શ્રી જિનરાય ॥ મન૦ ॥ ૪ ॥ ત્રણસેં છત્રીશ પણ કહ્યા ॥ મન૦ ॥ શ્રુતનિશ્રિત મઇ ભેદ ॥ મન૦॥ શ્રી જિનવર સેવા થકી ॥ મન૦ ॥ પાપ તાપ હોય છેદ ॥ મન૦ ॥ ૫ ॥ સમકિત મઈ સુઅ સંપજે ॥ મન૦ ॥ ત્રણે એકે કાળ ॥ મન૦॥ જિન ઉત્તમ પદ પદ્મની ॥મન૦॥ સેવના રૂપ રસાલ ॥મનમોહન મેરે૦ ॥૬॥

॥ દ્વિતીય શ્રીશ્રુતજ્ઞાનપૂજા ॥

॥ દુહા ॥

શ્રુતઅક્ષર એકેકના, સ્વપર વિભાગ વિચાર ॥
કરતા પજજવની કહી, રાશિ અનંતી સાર ॥૧॥
શ્રદ્ધાવંત સુસંયમી, ગુરુકુળવાસી સાધ ॥
શ્રુત અભ્યાસ કરી ભલો, તરે સંસાર અગાધ ॥ ૨ ॥

॥ ઢાળ ત્રીજી ॥ નલિનાવતી વિજયે જયકારી–એ દેશી

જિનવર જગગુરુ જગ ઉપકારી, પૂજે ભાવે નરનારી રે ॥ શ્રુતના અધિકારી ॥ એ ટેક ॥ જિનવર ભગતે સરધા આવે,તેહથી શ્રતરસ બહુ પાવે રે શ્રુ૦ ॥ ૧ ॥ છાસઠ સાગર સુઅ થિતિ જાણો, એક જીવ ઉક્કિટ્ઠ પ્રમાણો રે ॥ શ્રુ૦ ॥ અનાદિ અનંત પ્રવાહથી જાણો, સેવો શ્રુત અનુભવ આણી રે ॥ શ્રુ૦ ॥ ૨ ॥ ચઉદ ભેદ સુઅનાણના સાર, ભાખે જિનવર ગણધાર રે ॥ શ્રુ૦ ॥ અહવા વીશ ભેદ પણ જાણો, થિરશ્રદ્ધા હિઅડે આણો રે ॥ શ્રુત૦ ॥ ૩ ॥ અર્થથી શ્રી અરિહંતે વખાણ્યુ ,સૂત્રે ગણધર વિરચાણ્યું રે ॥ શ્રુ૦ ॥ એ શ્રુત ભાવધર્મ દાતાર, પૂજી લહી ભવજળ પાર રે ॥ શ્રુ૦ ॥ ૪ ॥ શ્રુતદાયક જિનરાજને ધ્યાવો, જિમ અતિશય જ્ઞાનને પાવો રે ॥ શ્ર૦॥ શ્રતફળ વિરતિ વિરતિ ફળ ધ્યાન, ધ્યાને લહે સમયિક જ્ઞાન રે ॥ શ્રુ૦ ॥૫॥ ક્ષમા-

વિજય જિન ઉત્તમજ્ઞાને, શિવસુંદરી વરે એકતાને રે ॥ શ્રુ૦॥ શ્રીગુરુ પદ પદ્મ દિલ રાખે, ચિદ્રૂપવિજય સુખ ચાખે રે ॥ શ્રુ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ અષ્ટાવિંશ૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ નમો૦ યજામહે૦ સ્વાહા ॥ ૨ ॥

॥ ગીત ॥ દુહા ॥

શ્રુતથી શ્રદ્ધા થિર રહે, શ્રદ્ધાથી વ્રત સાર ॥
વ્રતથી શિવસુખ પામીએ, તિણે શ્રુત જગદાધાર ॥ ૧ ॥
શ્રુત વિણ જે કિરિયા કરે, તે સંસારનું મૂળ ॥
શ્રુત ઉપયોગે જે ક્રિયા, તે શિવપદ અનુકૂળ ॥ ૨ ॥

॥ ગીત ॥ મને કાંઇક કામણ કીધું રે, પાછા વળજો શામળીયા – એ દેશી ॥

તુમે આગમ પૂજા કરજો રે, હો મન માન્યા મોહનીયા ॥ તુમે ભવસાયરને તરજો રે ॥ હો૦ ॥ એ આગમ અનુભવ દરિયો રે ॥ હો૦ ॥ એ તો સ્યાદ્વાદ રસ ભરીઓ રે ॥હો૦॥૧॥ સુઅ અંગ અનંગ પ્રકારે રે ॥ હો૦ ॥ તિમ બદ્ધ અબદ્ધ વિચારે રે ॥હો૦॥ કાલિક ઉત્કાલિક જાણો રે ॥હો૦॥ દોય ભેદ કહે જિનભાણો રે ॥હો૦॥૨॥ અગ્યાર અંગ મનરંગે રે ॥ હો૦ ॥ શ્રુતપૂજો અધિક ઉમંગે રે ॥હો૦॥ વળી બાર ઉપાંગ રસાળા રે ॥ હો૦ ॥ પૂજી લહો

મંગલમાળા રે ॥ હો૦ ॥ ૩ ॥ પયન્ના દશ ગુણખાણી રે હો૦ ॥ પ્રત્યેકબુદ્ધ મુનિવાણી રે ॥ હો૦ ॥ ષટ્ છેદસૂત્ર ગુણ ભરિયા રે ॥ હો૦ ॥ એ તો ચરણ કરણ ગુણ દરિયા રે ॥ ॥હો૦॥૪॥ મૂળ સૂત્ર ચાર અનુસરજો રે ॥ હો૦ ॥ સંસાર સમુદ્રને તરજો રે ॥હો૦॥ નંદી ને અનુયોગદ્વારા રે ॥હો૦॥ પૂજી લહો ભવજળપારા રે ॥ હો૦ ॥ ૫ ॥ ભાવપૂજા પંચ પ્રકારો રે ॥ હો૦ ॥ દ્રવ્યપૂજા ભેદ અપારો રે ॥ હો૦ ॥ પ્રભુ વદન પદ્મની વાણી રે ॥ હો૦ ॥ ચિદ્રૂપ સુધારસ ખાણી રે ॥ હો૦ ॥ ૬ ॥

॥ તૃતીય અવધિજ્ઞાન પૂજા ॥

॥ દુહા ॥

અવધિજ્ઞાન આરાધના, કરજો ત્રિકરણ જોગ ॥
ભાવવિશુદ્ધિ ચિત્ત ધરી, ટાળો કર્મના રોગ ॥૧॥
ત્રણ જ્ઞાનધર જિનવરા, ત્રિભુવનને હિતકાર ॥
પૂજી પદકજ તેહના, પામો ભવજળ પાર ॥ ૨ ॥

॥ ઢાળ પાંચમી ॥ વેર આવેને નેમ વરણાગિયા રે—એ દેશી ॥

હાં રે વાલા ભાવ ભક્તિ મનમાં ધરી, જિનપૂજા કરો મન સંવરીજી રે ॥ ભાવે પૂજો રે મનમોહનો ॥ એ ટેક ॥ હાં રે વાલા ખય ઉપશમ ભાવે કરી, પરિણતિ કરી જ્ઞાનરસે ભજીજી રે ॥ ભાવે૦ ॥ ૧ ॥ ત્રણ જ્ઞાની જિનરાયા, વિલસે નિજ ગુણ સત્તા ભરીજી રે ॥ ભાવે૦ ॥ અનુગામી પમુહા

લહો ષટ્ભેદ ઓહિના દિલ ધરીજી રે ॥ભાવે૦॥૨॥ જનમ-સમે જિનરાજને, ચળે આસન સુરના થરહરીજી રે ॥ભા૦॥ ચૌસઠ સુરપતિ અવધિએ, જિન જન્મ્યા લઈ જઇ સુર-ગિરિજી રે ॥ ભાવે ॥૩॥ રજત કનક ને રત્નના, કલશા ખીરોદકથી ભરીજી રે ॥ ભાવે૦ ॥ ન્હવણ ઉત્સવ જિનનો કરે, સમકિત ગુણ નિર્મલતા કરી જી રે ॥ ભાવે૦ ॥ ૪ ॥ મિથ્યાસુર અવધિ લહે, જે પૂજે જિન ભગતે ખરીજી રે ॥ ભાવે૦ ॥ જિન ઉત્તમ પદ પદ્મની, પૂજા ચિદ્રૂપવિજયે કરીજી રે ॥ ભાવે પૂજો રે મન મોહન ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ અષ્ટાત્રિંશ૦ ॥

॥ મંત્ર ॥ ૐ નમો૦ યજામહે૦ સ્વાહા ॥ ૨ ॥

॥ દુહા ॥

દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી, ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન ॥
મનુજગતિમાં પામીએ, વધતે સુચિ પ્રણિધાન ॥૧॥
લોકાવધિ અવધિ લગે, પડિવાઈ પણ હોય ॥
તદુપરિ અવધિ જે લહે, અપડિવાઈ તે જોય ॥૨॥

॥ ગીતની ઢાળ છઠ્ઠી ॥ સોહનજી મોકલો ને મોસાળું—એ દેશી ॥

નિર્મળ કરી મન વચ કાયા, છંડી સવિ મમતા માયા, પરમાતમ ધ્યાન સુહાયા ॥ ઓહિજિન પૂજીએ મનરંગે ॥

જિમ રમીએ સમકિત સંગે ॥ઓ૦॥૧॥ખેત્રકાલથી ઓહિ નાણી, ચઉહા લહે વુદ્ધિ ને હાણી, ઇમ કહે જિન કેવળ નાણી ॥ ઓ૦ ॥ ૨ ॥ દ્રવ્યથી દુગ વુદ્ધિ વખાણી, ભાવથી પટ્ વૃદ્ધિ જાણી, સમુદાયે ચઉહા કહાણી ॥ઓ૦॥૩॥ જિનવર નાણી ગુણખાણી, પૂજે મન ઉલટ આણી, વરીએ જિમ શિવ પટરાણી ॥ઓ૦॥૪॥જિનવર ઉત્તમ ગુણ ગાવો, પ્રભુના પદ પદ્મ વધાવો, જિમ રૂપવિજય પદ પાવો ॥ ઓહિ૦ ॥૫॥

## ચતુર્થ શ્રીમનઃપર્યવજ્ઞાન પૂજા ॥

॥ દુહા ॥

અપ્રમત્ત મુનિવર ગુણી, નિર્મળ ચારિત્રવંત ॥
ચડતે સંજમથાનકે, લહે મનપજ્જવ તંત ॥૧॥
જિનવર જગગુરુ જગધણી, જબ સંયમ ગ્રહે સાર ॥
મણપજ્જવ તવ ઊપજે, ચોથુ જ્ઞાન ઉદાર ॥ ૨ ॥

॥ ઢાળ સાતમી ॥ મનમોહના રે, લાલ—એ દેશી ॥

અપ્રમત્ત ગુણઠાણુમાં રે, મનમોહના રે લાલ ॥ વર્ત્તતા શ્રી અરિહંત રે ॥ જગ સોહના રે લાલ ॥ સંયમઠાણ વિશોધતા રે ॥મ૦॥ લહે મનપજ્જવ તંત રે ॥જ૦॥૧॥ ઋજુમતિ વિપુલમતિ તથા રે ॥ મ૦ ॥ મણપજ્જવ દોય ભેદ રે ॥જ૦॥ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે ॥ મ૦ ॥ ચઉહા કહે

ગતખેદ રે ॥જ૦॥૨॥ સન્નિપણિંદીના લહે રે ॥મન૦॥મન-સણા પરજાય રે ॥જ૦॥ નરક્ષેત્રે મણનાણથી રે ॥ મ૦ ॥ જાણે જે નિરમાય રે ॥જ૦॥ ૩ ॥ અઢી અંગુલ ન્યૂનાધિકે રે ॥મ૦ ॥ ક્ષેત્રથી [illegible] હોય રે ॥ જ૦॥ પલ્ય અસંખ્ય ભાગ કાળથી રે ॥મ૦॥ ગતિ આગતિ લહે સોય રે ॥જ૦॥ ॥૪॥ ખમણ દમણ ગુણસાગરુ રે ॥ મ૦ ॥ જિન ઉત્તમ મહારાજ રે ॥ જ૦ ॥ તસ પદ પદ્મને પૂજતાં રે ॥મ૦॥ લહો ચિદ્રૂપ સમાજ રે ॥ જ૦ ॥૫॥

॥ કાવ્યં ॥ અષ્ટાવિંશ૦ ॥

॥ મંત્ર ॥ ૐ નમો૦ યજામહે સ્વાહા ॥

॥ ગીત ॥ દુહા ॥

અલખ અસંગ અભંગ જસ, જોગારાધન ખાસ ॥
સંયમઠાણ વિશુદ્ધતા, કરી તોડે ભવપાસ ॥ ૧ ॥
ચરણ કરણ ગુણ આગરા, શ્રદ્ધાવંત સુધીર ॥
મણપજ્જવનાણી મુણિ, નમતાં ટળે ભવપીર ॥ ૨ ॥

॥ ગીતની ઢાળ આઠમી ॥

( અને હાં રે ગોકુળ ગામને ગોંદરે રે —એ દેશી )

અને હાંરે સંયમઠાણ વિશુદ્ધતા રે, અપ્રમત્ત ગુણઠાણ ॥ ફરસી પાસ પ્રભુ લહ્યા રે ॥ મણપજ્જવ વરનાણ ॥ ॥ ૧ ॥ પૂજા કરો જિનરાજની રે ॥ એ ટેક ॥ અને હાં

રે સંજમઠાણ અસંખના રે, ઉલંઘી અહિઠાણ ॥ ફરસતા શુદ્ધ સંયમ ગુણે રે, ધ્યાયે ધર્મનું ઝાણ ॥ પૂ૦ ॥ ૨ ॥ અને હાંરે આણા અપાય વિપાકથી રે, સંઠાણ વિચય પ્રકાર ॥ ધ્યાતા ધ્યાન સોહામણું રે, સાધ્યપદે મનોહાર ॥ ॥ પૂ૦ ॥ ૩ ॥ અને હાંરે અપ્રમત્તગુણ ભૂમિકા રે, આલંબન ગ્રહી ચાર ॥ દશવિધ સંયમ પાળતા રે, ભાવદયા ભંડાર ॥ પૂ૦ ॥ ૪ ॥ અને હાંરે ભાવથકી મનોદ્રવ્યના રે, લહે પરજાય અનંત ॥ ગુણશ્રેણી પગથાળીએ રે, નિત ચઢતા ભગવંત ॥ પૂ૦ ॥ ૫ ॥ અને હાંરે ક્ષમાવિજય જિનરાજના રે, ઉત્તમ એ અવદાત ॥ તસ પદ પદ્મ પૂજા કરી રે, લહો ચિદ્રૂપ વિખ્યાત ॥પૂ૦॥૬॥

॥ પંચમ શ્રી કેવલજ્ઞાન પૂજા ॥

॥ દુહા ॥

સકલ વિભાવ ઉપાધિના, કારક ઘાતી ચાર ॥
ક્ષય કરી કેવળ પામિયા, જિનવર જગદાધાર ॥૧॥
પૂજો ધ્યાવો ધ્યાનમાં, સોહં પદ કરો જાપ ॥
ચિદાનંદ પદ સંપજે, હોય ધ્યેયપદ આપ ॥૨॥

॥ ઢાળ નવમી ॥

॥ ચક્રી ભરત નરેસરૂ રે, સાંભળી દેશના તાત સલુણા—એ દેશી ॥

વીતરાગ પરમાતમા રે, ખીણમોહી અરિહંત ॥ સલુણા ॥

ક્ષપકશ્રેણિ અંગી કરી રે, કરી ઘાતી ચઉ અંત ॥ સ૦ ॥ પંચમ જ્ઞાનને પૂજીએ રે, પંચમગતિ દાતાર ॥ ॥ સ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કેવળ કમળાને વર્યા રે, કેવળ દરિસણ સાથ ॥ સ૦ ॥ લોકાલોક પ્રકાશતા રે, જે એહમાં સયલ સમાય ॥ સ૦ ॥ તારા ઉડુ ગ્રહ ચંદ્રની રે, ભા રવિમાં લય થાય ॥ સ૦ ॥ ૩ ॥ એકસમે અરિહા મુણે રે, ષટ્ દ્રવ્ય ગુણ પરજાય ॥ સ૦ ॥ અનંત વીરજની શક્તિએ રે, વ્યાપકતા તે ઠરાય ॥ સ૦ ॥ ૪ ॥ જ્ઞેય પ્રમાણે જ્ઞાનના રે, એહવા છે પરજાય ॥ સ૦ ॥ બૃહત્કલ્પના ભાષ્યમાં રે, કહે સોહમ ગણરાય ॥ સ૦ ॥ ૫ ॥ કેવળજ્ઞાન કળા ભર્યા રે, જિન ઉત્તમ મહારાજ ॥ સ૦ ॥ તસ પદ પદ્મની પૂજના રે, કરતાં ચિદ્રૂપ રાજ ॥ સલુણા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ અષ્ટાવિંશ૦ ॥

॥ મંત્ર ॥ ૐ નમો૦ યજામહે સ્વાહા ॥

॥ ગીત ॥ દુહા ॥

શમ[1] દમ[2] ઉપરતિ[3] નિત કરે, ચોથી તિતિક્ષા[4] સાર ॥
સમાધાન[5] શ્રદ્ધા[6] કરી, લહે કેવળ ચિદ્ ક્રાર ॥ ૧ ॥
પરમજ્યોતિ પાવન કરણ, પરમાતમ ખરધાન ॥
કેવળજ્ઞાન પૂજા કરી, પામો કેવળજ્ઞાન ॥ ૨ ॥

॥ ઢાળ દશમી ॥ વારિ જાઉં શ્રી અરિહંતની—એ દેશી ॥

પૂજા શ્રીઅરિહંતની, કરીએ ધરીએ એકતાન ॥ મોહન ! ॥ નાગકેતુપરે નિરમળી, પામો કેવળજ્ઞાન મોહન ! ॥ પૂજા૦ ॥ ૧ ॥ પૂજક પૂજ્યની પૂજના, કરતાં પૂજ્ય તે થાય ॥ મો૦ ॥ કેવલ કમલા પામીને, અજરામર પદ પાય ॥ મો૦ ॥ પૂજા૦ ॥ ૨ ॥ બંધ ઉદય ઉદીરણા, સત્તા કર્મ ખપાય ॥ મો૦ ॥ સિદ્ધ બુદ્ધ પરમાતમા, અકળ અસંગ અમાય ॥ મો૦ ॥ પૂજા૦ ॥ ૩ ॥ જ્ઞાનાનંદી આતમા, પામી મહોદય ઠાણ ॥ મો૦ ॥ સાદિ અનંત સુખ અનુભવે, વાચ્ય અગમ્ય કહાય ॥ મો૦ ॥ પૂજા૦ ॥ ૪ ॥ અનંતગુણી કેવળી પ્રભુ, શ્રી શંખેશ્વર પાસ ॥ મો૦ ॥ તસ પદ પદ્મ પૂજી કરી, લહો ચિદ્રૂપ ઉલ્લાસ ॥ મોહન ॥ પૂજા૦ ॥ ૫ ॥

॥ ઇતિ પંચમ શ્રી કેવળજ્ઞાન પૂજા સમાપ્ત ॥

॥ ઢાળ ૧૧ મી કળશ ॥ રાગ ધન્યાશ્રી ॥

પૂજો પૂજો રે ભવિ પંચજ્ઞાન નિત પૂજો ॥ પંચજ્ઞાન પૂજન સમ ધરમા, ઓર ન સાધન દૂજો રે ॥ ભવિ૦ ॥૧॥ મઈ સુઅ ઓહિ ને મનપર્યવ, કેવળ પંચમ જાણો ॥ અઠ્ઠાવીશ ચઉદશ ષટ્ દુગ ઇગ, ભેદ પ્રમાણ વખાણો રે ॥ ભ૦ ॥ ૨ ॥ જ્ઞાન આરાધન સાધન સિદ્ધિનું, સાધી કર્મ ખપાયા ॥ કેવલકમલા પામી અનંતી, સિદ્ધિએ સિદ્ધ

સુહાયા રે ॥ભ૦॥૩॥ જ્ઞાન જ્ઞાનીની સેવા કરતાં, ચિર-સંચિત અઘ જાય ॥ પુણ્ય મહોદય કમળા વિમળા, ઘટમાં પરગટ થાય રે ॥ ભ૦ ॥ ૪ ॥ શ્રી વિજયદેવસૂરીશ્વર પાટે, વિજસિંહ સૂરિરાયા ॥ તાસ શિષ્ય શ્રી સત્યવિજયગણિ, સંવેગમારગ ધ્યાયા રે ॥ ભ૦ ॥ ૫ ॥ શિષ્ય કપૂર ખિમા જિન ઉત્તમ, વિજયપદે સોહાયા ॥ શ્રી ગુરુ પદ્મવિજય પદપંકજ, નમતાં શ્રુત બહુ પાયા રે ॥ભ૦ ॥ ૬ ॥ ઋષિ ગજ દિગ્ગજ ચંદ (૧૮૮૭) સંવત્સરે, જ્ઞાન ભક્તિ મન લાયા ॥ નેમીશ્વર કલ્યાણક દિવસે, પંચ જ્ઞાન ગુણ ગાયા રે ॥ ભ૦ ॥ ૭ ॥ તપગચ્છ વિજયદિણંદસૂરીશ્વર, દીપે તેજે સવાયા ॥ તસ રાજ્યે ભવિજન હિતકાજે, રૂપવિજય ગુણ ગાયા રે ॥ ભ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્ ॥

જ્ઞાનં સ્યાત્ કુમતાંધકારતર–ણિર્જ્ઞાનં જગલ્લોચનં,
જ્ઞાનં નીતિતરંગિણી–કુલગિરિર્જ્ઞાનં કષાયાપહં ॥
જ્ઞાનં નિર્વૃતિવશ્યમંત્રમમલં જ્ઞાનં મનઃપાવનં,
જ્ઞાનં પંચવિધં યજેહમનિશં સ્વર્ગાપવર્ગપ્રદમ્ ॥ ૧ ॥

॥મંત્ર॥ ૐ નમો જ્ઞાનાય લોકાલોકપ્રકાશકાય, જલં ૧, ચંદનં, ૨, પુષ્પં, ૩, ધૂપં, ૪ દીપં, ૫, અક્ષતં ૬, નૈવેદ્યં ૭, ફલં ૮, યજામહે સ્વાહા ॥

# વીશસ્થાનક પૂજા પ્રારંભ

## ॥ પ્રથમ શ્રી અરિહંતપદ પૂજા ॥

સુરપતિ શ્રીપતિ નરપતિ, ગુણતતિ જસ નિત ગાય ॥ પુરિસાદાણી પાસજી, શંખેશ્વર પુર રાય ॥૧॥ સકલ સમીહિત પૂરવા, સુરતરુ સમ સોહાય ॥ પ્રણમી પદયુગ તેહના, ભક્તિ ભાવ ચિત્ત લાય ॥ ૨ ॥ સમકિતધારી જીવને, જિનપદ પ્રાપ્તિ હેત ॥ વીશસ્થાનક પૂજા રચું, પામી શાસ્ત્ર સંકેત ॥ ૩ ॥ દાન શીલ તપના કહ્યા, ત્રણ અઢાર ને બાર ॥ ભેદ સર્વ ભાવે મળ્યા, જિનપદ ફળ દાતાર ॥૪॥ વિવિધ જાતિ તપ જિન કહ્યા, સુખ સંપત્તિનાં મૂળ ॥ વીશસ્થાનક સમ કો નહી, જિનપદને અનુકૂળ ॥ ૫ ॥ દાન શીલ તપ પૂજના, અણુવ્રત મહાવ્રત જોય ॥ દયા તીર્થની સેવના, સમકિતે સફળા હોય ॥ ૬ ॥ ત્રણ કાળ ત્રિકરણે કરી, પૂજી વીર જિણંદ ॥ તીર્થંકરપદ પામશે, શ્રીશ્રેણિક રાજિંદ ॥૭॥ સુંદર સિંહાસન ઠવી, અરિહંત પડિમા સાર ॥ અડ નવ સત્તર અટ્ઠોતરી, પૂજા કરો મનોહાર ॥ ૮ ॥ પૂજક પૂજ્યની પૂજના, કરતા પૂજ્ય તે થાય ॥ પંચ પરમેષ્ઠિમાં પ્રથમ, તિણે પૂજો જિનરાય ॥ ૯ ॥

॥ ઢાળ પહેલી ॥

॥ પ્રથમ પૂરવ દિશે—એ દેશી ॥

શ્રી અરિહંત ભગવંત પરમાતમા, દેવનો દેવ ગુણ-રયણ ખાણી ॥ સાત શુદ્ધિ કરી, મલિનતા પરહરી, પૂજીએ ભવિજના પ્રેમ આણી ॥ શ્રી૦ ॥ ૧ ॥ [૧]અરતિ [૨]રતિ [૩]મોહ [૪]નિદ્રા ને [૫]હાંસી [૬]ભય, [૭]રાગ નહિ [૮]દ્વેષ નહિ જાસ અંગે ॥ [૯]કામ [૧૦]મિથ્યાત્વ [૧૧]અજ્ઞાન જસ ખય થયા, ધ્યાઇએ તે પ્રભુ અધિક રંગે ॥ શ્રી૦ ॥ ૨ ॥ ધ્યાન પિંડસ્થ પદસ્થ રૂપસ્થથી, ધ્યેય ધ્યાતા લહે એક તાને ॥ દ્રવ્ય પર્યાય ગુણ તેહના ધ્યાઈએ, પાઇએ સિદ્ધિ બહુ તત્ત્વજ્ઞાને ॥ શ્રી૦ ॥૩॥ જનમના ચ્યાર અગિયાર ઘાતી—ખયે, દેવકૃત જાસ ઓગણીસ રાજે ॥ ચઉ-તીશ અતિશયા, અંગ ચોથે કહ્યા, પણતીસ વયણ ગુણ જાસ છાજે ॥ શ્રી૦ ॥૪॥ અડ અધિક સહસ લક્ષણ ધરે અંગમાં, ગુણ અનંતે ભર્યો નાથ સોહે ॥ જાસ કલ્યાણકે જગતનું તમ ટળે, ઈંદ્ર ઉપેંદ્રનાં ચિત્ત મોહે ॥ શ્રી૦ ॥૫॥ નામ ને થાપના દ્રવ્ય ભાવે કરી, જે નરા ચિત્તમેં નિત્ય ધ્યાવે ॥ દેવપાલાદિ ભૂપાલ પરે તે નરા, તીર્થપતિ સંપદા હસ્ત પાવે ॥ શ્રી૦ ॥ ૬ ॥ જે મહાગોપ ખટકાય ગોકુ-ળતણો, તિમ મહા માહણ જાસ કહીએ ॥ ભવોદધિ બૂડતાં ભવ્ય નિસ્તારણો, સાર્થપતિ મુગતિનો જેહ લહીએ ॥ શ્રી૦

॥ ૭ ॥ દ્રવ્ય ભાવે કરી પૂજના જે કરે, સ્વર્ગ અપવર્ગ તે નિયત પામે ॥ ત્રણ્ય પણ અષ્ટ નવ સત્તર એગવીશ વિહ, પૂજના કરી વસે સિદ્ધિ ધામે ॥ શ્રી૦ ॥ ૮ ॥ પ્રથમ પદ પૂજતો રાય શ્રેણિક પ્રથમ, ભાવી ચોવીશી જિનરાજ થાશે ॥ તાસ પદ પદ્મની સેવના સુર કરી, રૂપવિજયાદિ નિત સુજસ ગાશે ॥ શ્રી૦ ॥ ૯ ॥

॥ કાવ્ય ॥

પુષ્પપ્રદીપાક્ષતધૂપપૂગી,—ફલૈર્જિને દ્રપ્રતિમા પ્રપૂજ્ય ॥
યે લક્ષશ. શ્રીપરમેષ્ઠિમંત્રં,જપંતિ તેતીર્થકૃતો ભવંતિ॥૧॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રૂઁ શ્રીઁ પરમ૦ ॥ અનંતજ્ઞાનશક્તયે જન્મજરા-મૃત્યુનિવારણાય શ્રીમતે અર્હંતાય જલ૦ ચંદન૦ પુષ્પ૦ ધૂપ દીપ૦ અક્ષત૦ નૈવેદ્ય૦ ફલ૦ યજામહે સ્વાહા ॥

## ॥ દ્વિતીય શ્રીસિદ્ધપદ પૂજા ॥

॥ દુહા ॥

સકલ વિભાવ અભાવથી, પ્રગટયો શુદ્ધ સ્વભાવ ॥
જ્ઞેયથી જ્ઞાન અનંત જસ, તે સિદ્ધ નમો ધરી ભાવ ॥ ૧ ॥
અનંતજ્ઞાન દરશન ધણી, સુખ બળ જાસ અનંત ॥
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત ॥ ૨ ॥

॥ ઢાળ બીજી ॥

॥ રાગ આશાવરી–દીપ પૂજન ભવિ ભાવ ધરીને—એ દેશી ॥
નમો નમો સિદ્ધ મહા ઉપકારી, અવિકારી અણાહારી રે ॥

દેહ અભાવે પણ ગુણધારી, જાઉં હું બલિહારી રે ાાનમો૦ ાા ૧ ાા પણ ગુણ વરણ વિરામથી પ્રગટ્યા, રસથી પણ તિમ હોય રે ાા ગંધ સંબંધ રહિત દોય જાણો, ફરસ નાસે અડ જોય રે ાા નમો૦ ાા ૨ ાા વેદ ખેદ તજી ગુણ ત્રણ્ય પાયા, અશરીરી સોહાયા રે ાા અરુહ અસંગી નિજ ગુણરંગી, એકત્રીસ ગુણ રાયા રે ાા નમો૦ ાા ૩ ાા અરિહંતને પણ માન્યપણે જે, અષ્ટકરમથી ન્યારા રે ાા રૂપાતીત દશા જે પાયા, રહે સંસારને પારા રે ાા નમો૦ ાા ૪ ાા જાતિ જરા રુજ મરણ ન વેદન, અકલ અચળ અવિકારી રે ાા પૂરણાનંદ પરમપદ ભોક્તા, અનંત ચતુષ્ટય ધારી રે ાા નમો૦ ાા૫ાા બંધ ઉદય ઉદીરણ સત્તા, કરમ ભરમ સવિ ટારી રે ાા સમય પએસંતર અણફરસી, વરીયા શિવવધૂ સારી રે ાા નમો૦ાા૬ાા પન્નર ભેદે સિદ્ધ વિચારી, જાપ જપો હિતકારી રે ાા શ્રી સિદ્ધાચળ પમુહા તીરથ, પૂજો સિદ્ધ સંભારી રે ાાનમો૦ાા૭ાા સમેતશિખર અર્બુદ અષ્ટાપદ,વૈભાર ને ગિરનાર રે ાા "નમોસિદ્ધાણં" જપીએ તીરથે, હોયે સિદ્ધ નિરધાર રે ાાનમો૦ ાા૮ાા હસ્તિપાલ નૃપ એ પદ સેવી, હુવો વિદેહે જિનેશ રે ાા તસ પદ પદ્મ વિજય પદ દાઇ, દીયે ચિદ્રૂપ વિશેષ રે ાા નમો૦ ાા૯ાા

ાા કાવ્યં ાા

યદ્દીર્ઘકાલસુનિકાચિતબંધબદ્ધ,-મષ્ટાત્મકં વિષમચાર-

મભેદકર્મ ॥ તત્સંનિદત્ય પરમં પદમાપિ યૈરતે, સિદ્ધા દિશંતુ મહતીમિહ કાર્યસિદ્ધિમ્ ॥

॥મંત્ર॥ ૐ હ્રીં શ્રી પૂર્વવત્ શ્રીમતે સિદ્ધાય૦ યજા૦॥

॥ તૃતીય શ્રીપ્રવચનપદ પૂજા ॥

॥ દુહા ॥

સમકિતી અણુવ્રતી મહાવ્રતી, જેહમા સયલ સમાય ॥
તે પ્રવચન પદ સેવતાં, સમક્તિ નિરમલ થાય ॥૧॥
સકલ સુરાસુર પૂજ્યને, પૂજ્યપણે છે જેહ ॥
તે પવયણ પદ પૂજતા, પાપ તાપ હોય છેહ ॥૨॥

॥ ઢાળ ત્રીજી ॥ અજિત જિણંદશુ પ્રીતડી—એ દેશી ॥

શ્રી પ્રવચન પદ પૂજીએ, દ્રવ્ય ભાવે રે મન ધરી ઉલ્લાસ કે ॥ આધારાધેય ભાવથી, એ પદમેં રે ત્રિપદીનો નિવાસ કે ॥૧॥ શ્રી પ્રવચનપદ પૂજીએ ॥ એ ટેક ॥ દશ-વિધ ધર્મ ધુરાધરા, ભલા મુનિવરા રે તસ ભક્તિને કાજ કે ॥ અશન વસન આસન દીએ, ખાન પાન કરે કલ્પિત સુભાજ કે ॥ શ્રી૦ ॥ ૨॥ સમક્તિ અણુવ્રતી ગુણવ્રતી, શ્રાવકની રે કરી ભક્તિ અપાર કે ॥ સાધવી સાવિયાની વળી, ભક્તિથી રે મુગતિ નિરધાર કે ॥ શ્રી૦ ॥ ૩ ॥ જિનપડિમા જિનમંદિરા, જિનપૂજા રે ભકતે કરી ખાસ કે ॥ ભાવથી સીદાતા પ્રતે, કરે નિશ્ચલ રે ધરમે ઉલ્લાસ

કે ॥ શ્રી૦ ॥ ૪ ॥ " નમો પવયણ " પદ નિત જપે, સંઘ ચઉવિહ રે જિનરાજનો જેહ કે ॥ ધ્યાન પદસ્થ પ્રકારથી, હોય ધ્યાતા રે ગુણગણનો ગેહ કે ॥ શ્રી૦ ॥ ॥૫॥ પાપખેત્ર સવિ પરિહરી, ખેત્ર પુણ્યનાં રે આરાધો સાત કે ॥ લાખ સવા જિન દેહરાં, નૃપ સંપ્રતિ રે કરાવ્યાં વિખ્યાત કે ॥ શ્રી૦ ॥ ૬ ॥ એ પદથી જિનપદ લહે, જિમ જિનદત્ત રે શ્રાવક શ્રીકાર કે ॥ જિન ઉત્તમ પદપદ્મની, કરી સેવા રે લહો રૂપ અપાર કે ॥ શ્રી૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥

એવં તૃતીયપદભક્તિ-ફલ-પ્રકાશં, વૃત્તં નિશમ્ય જિનદત્તસહાર્હતસ્ય ॥ ભક્તિં દઢાં પ્રવચને રચયંતુ હર્ષાત્, યેનાર્હતં પદમદંભતયા ભવેદ્વઃ ॥૩॥

॥ મંત્રઃ—ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે પ્રવચનાય જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ ચતુર્થ શ્રીસૂરિપદ પૂજા ॥

### ॥ દુહા ॥

સામાચારી દશ કરે, ધરે દશ ચિત્ત સમાધિ ॥
ભાવાચારજ પરિહરે, સોલ કષાય વડ વ્યાધિ ॥ ૧ ॥
દ્વાદશ અંગ ઉપાંગના, સૂત્ર અરથના જાણ ॥
દશધા રુચિ શિક્ષા દુવિહ, ધરે સૂરિ ગુણ ખાણ ॥૨॥

॥ ઢાળ ॥ ચોથી ॥ નીલુડી રાયણ તરુ તળે—એ દેશી ॥

પંચાચાર સુધા ધરે, સુણો સંતાજી ॥ જિતે ઇંદ્રી પંચ ॥ ગુણવંતાજી ॥ પંચસમિતિ સુમતા રહે ॥ સુ૦ ॥ ગુપ્તિ ત્રણ કરે સંચ ॥ ગુ૦ ॥ ૧ ॥ પંચ મહાવ્રત પાળતા ॥ સુ૦॥ જીપે ચાર કષાય ॥ ગુ૦ ॥ નવવિધ બ્રહ્મ ગુપતિ ધરે ॥ સુ૦ ॥ આચારજ નિરમાય ॥ ગુ૦ ॥ ૨ ॥ અષ્ટાંગ જોગ સાધન કરે ॥ સુ૦ ॥ લહે અડ કર્મ સ્વરૂપ ॥ ગુ૦ ॥ જાણે અડ લબ્ધિ ભલી ॥ સુ૦ ॥ તિમ અડદિટ્ઠિ સરૂપ ॥ ગુ૦ ॥ ૩ ॥ ચઉ અનુયોગ વખાણતા ॥ સુ૦ ॥ શાસનના શણગાર ॥ ગુ૦ ॥ બારસે છન્નુ ગુણે ભર્યા ॥સુ૦॥ ભાવાચારજ સાર ॥ ગુ૦ ॥ ૪ ॥ પંચ પ્રસ્થાન સાધન કરે ॥ સુ૦ ॥ મુનિ ગણી પંડિત ભાવ ॥ ગુ૦ ॥ વાચક આચારજપણું ॥ સુ૦ ॥ પામે ગુણને દાવ ॥ ગુ૦ ॥ ૫ ॥ ચઉદસે બાવન ગણધરા ॥ સુ૦ ॥ લબ્ધિતણા ભંડાર ॥ ॥ ગુ૦ ॥ તસ પદ પંકજ પૂજીએ ॥ સુ૦ ॥ દ્રવ્યભાવે નિરધાર ॥ ગુ૦ ॥ ૬ ॥ જુગ પ્રધાન વીર શાસને ॥ સુ૦ ॥ દોય હજારને ચાર ॥ ગુ૦ ॥ વર્ત્તમાન શ્રુતના ધણી ॥ સુ૦ ॥ તે પૂજો ધરી પ્યાર ॥ ગુ૦ ॥ ૭ ॥ અશનાસન વસ્ત્રાદિકે ॥ સુ૦ ॥ પાનક ઔષધ પાત્ર ॥ ગુ૦ ॥ નમનાભિગમન વંદના ॥ સુ૦ ॥ કરે નિત નામી ગાત્ર ॥

॥ ગુ૦ ॥ ૮ ॥ આચારજ પદ સેવતો ॥ સુ૦ ॥ શ્રી પુરુષોત્તમ ભૂપ ॥ ગુ૦ ॥ તીર્થંકર પદ બાંધિયું ॥ સુ૦ ॥ લહેશે ચિદ્રૂઘન રૂપ ॥ ગુ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

સૂરીન્સદાચારવિચારસારા,–નાચાર્યંતઃસ્વપરાન્ યથેષ્ટમ્ ॥
ઉગ્રોપસર્ગૈકનિવારણાર્થં,–મભ્યર્ચયામ્યક્ષતગંધધૂપૈઃ ॥ ૪ ॥

॥ મંત્ર ॥ ઓઁ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે સૂરયે યજામહે સ્વાહા ॥

## ॥ પંચમ શ્રી સ્થવીર પદ પૂજા ॥

॥ દુહા ॥

ભાવ–જ્ઞાનમે જે રમે, વચનાતીત સ્વભાવ ॥
થિર કરે સીદાતા પ્રતે, થવીર તે ભવજલ નાવ ॥૧॥
રમે સદા નિજ રૂપમેં, ધમે કરમ મલ સર્વ ॥
ઇંદ્રી તુરંગમ વશ કરે, ગુણનો ન કરે ગર્વ ॥ ૨ ॥

॥ ઢાળ પાંચમી ॥ પ્રભુ નિરમળ દરિસણ કીજીએ—એ દેશી ॥

નિત નમીએ સ્થવીર મહાસુણી ॥ એ ટેક ॥ મહાવ્રતધારી મહા ઉપગારી; પંચમપદ ધારક ગુણી ॥ તપશ્રુત ધતિ યમ સંજમ ધરતા, ધ્યાન રયણ રોહણ ખણી ॥ નિત૦ ॥ ॥૧॥ દ્રવ્યથકી પલિતાંકુર સ્ત્રી નર, સાઠ વરસ વયના ધણી ॥ વીશ વરસ પરજાય સ્થવીર મુણિ, જસ સંજમ પરિણતિ

ધણી ॥ નિત૦ ॥ ૨ ॥ ચોથા અંગથી દ્રષ્ટિવાદ લગે, શ્રુત સ્થવીરા હીરાખણી ॥ આચારજ ઉવઝાય પ્રવર્તક, થવીર રત્નાદિ ગુણમણિ ॥ નિત૦ ॥ ૩ ॥ અહવા ઠાણાંગે દશ ભેદે, ભાખે શ્રી સોહમગણી ॥ લૌકિક લોકોત્તર પદ ભેદે, સીદાતા પ્રાણી ભણી ॥ નિત૦ ॥ ૪ ॥ લૌકિક લોકોત્તર શિક્ષા કરે, પુત્ર શિષ્યાદિકને ધણી ॥ તેહની સેવના અશનાદિક ચઉ, ભેદે કહે ત્રિભુવન ધણી ॥ નિત૦ ॥ ૫ ॥ નમનાભિગમન વદન પૃચ્છન, વિનયાંજલિ કરે અઘ હણી ॥ જ્ઞાન ધ્યાન તપ સંજમ કિરીયા, સીદાતા સાધુ ભણી ॥ ॥ નિત૦ ॥ ૬ ॥ મેઘકુમારાદિક થિર કીધા, હેતુ જુગતિ કારણ ભણી ॥ તેહ સ્થવીર પદ ભગતિ કરીયે, કુમતિ કુસંગ દૂરે કરી ॥ નિત૦ ॥ ૭ ॥ મુનિસુવ્રત નેમિ જિન જપીએ, કરમવેલી મૂલે લણી ॥ નીચ ગોત્રનો નાશ કરીને, પૂજક હોય ત્રિભુવન ધણી ॥ નિત૦ ॥ ૮ ॥ પદ્મોત્તર નૃપ એ પદ સેવી, તીરથપતિ થાશે ગુણી ॥ તસ પદ પદ્મની સેવના કરશે, રૂપવિજય ભગતે ધણી ॥ નિત૦ ॥ ૯ ॥

॥ કાવ્ય ॥

વસ્ત્રં પાત્રં ભક્તપાન પવિત્રં, સ્થાન જ્ઞાન ભેષજં પુણ્યહેતુ ॥ યે યચ્છંતિ સ્વાત્મભાવૈકસાર, તે સર્વાંગં સૌખ્યમાસાદયતિ ॥ ૫ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે સ્થવીરાય યજા૦ ॥

## ષષ્ઠ શ્રી ઉપાધ્યાયપદ પૂજા ॥

॥ દુહા ॥

સત્ય શૌચ સંતોષ યુત, ચિત્ત પ્રસન્ન દયાળ ॥
ખલ ત્યાગી ઇંદ્રીજયી, સાતે સુખે સુખાલ ॥૧॥
શ્રુતધર તત્ત્વ સુધારસી, ખસી વિભાવ વિરાધી ॥
વસી બુદ્ધિ જિન આગમે, તે ઉવઝાય આરાધી ॥૨॥

॥ ઢાળ છઠ્ઠી ॥ ઝુંબખડાની દેશી ॥

બહુશ્રુત શ્રી ઉવઝાયની, સેવના કરી શુભ ચિત્ત ॥ સલુને ॥ આતમા બદ્ધાબદ્ધ ભેદે, કરી આરાહિજે નિત સલુને ॥ ૧ ॥ કાલિક ઉત્કાલિકપણે, છે શ્રુતના દોય ભેદ ॥સ૦॥ અંગાનંગ પ્રકારથી, અહવા કહે ગતખેદ ॥ સ૦ ॥ ॥૨॥ જોગાદિક કિરિયા કરી, સૂત્ર ભણાવણ કાજ ॥ સ૦ ॥ ઉદ્દેશાદિક અનુક્રમે, પામે શ્રુત સામ્રાજ્ય ॥ સ૦ ॥૩॥ ચઉદપૂરવી દશપૂરવી, અંગ ઉપાંગના જાણ ॥સ૦॥ વર્ત્તમાન શ્રુતના ધણી, પાવયણી ગુણ ખાણ ॥સ૦॥૪॥ શિષ્ય વર્ગને શિખવે, સૂત્રારથ ધરી નેહ ॥ સ૦ ॥ પહાણને રયણ સમા કરે, પણવીસ ગુણના ગેહ ॥ સ૦ ॥ ૫ ॥ ભાવવાચક ત્રીજે ભવે, લહે શિવસુખ નિરધાર ॥ સ૦ ॥ ગણ ચિંતક નૃપ સુતપરે, લબ્ધિતણા ભંડાર ॥ સ૦ ॥ ૬ ॥ વાદી મતંગજ કેસરી, પણવીસ ભાવના ધાર ॥ સ૦ ॥ ઉપમા સોલે

શોભતા, વંદું વારોવાર ॥ સ૦ ॥ ૭ ॥ બહુશ્રુતની સેવા કરે, ભક્તિ તથા બહુમાન ॥ સ૦ ॥ દ્વાદશધા વંદન કરે, અશનાદિક ચઉ દાન ॥સ૦॥૮॥ મહેંદ્રપાલ એ પદથકી, થાશે શ્રી જિનરાજ ॥સ૦॥ તસ પદ પદ્મ સેવા થકી, રૂપનાં સરશે કાજ ॥ સલુને ॥ ૯ ॥

॥ કાવ્ય ॥

પાષાણતુલ્યોઽપિ નરો યદીય,–પ્રસાદલેશાલ્લભતે સપર્યાં,
જગદ્ધિતઃ પાઠકસંચયઃ સ, કલ્યાણમાલા વિતનોતુ સંઘે. ૬.

॥ મંત્ર—ૐ હ્રીઁ શ્રીઁ પ૰મ૰ શ્રીમતે ઉપાધ્યાયાય યજા૦ ॥

॥ સપ્તમ સાધુપદ પૂજા ॥

॥ દુહા ॥

આસન જયથી રુજ હરે, પ્રાણાયામે પાપ ॥
મન્ વિકાર મુનિવર હરે, પ્રત્યાહાર [૧]પ્રભાવ ॥૧॥
બાહ્ય અભ્યંતર તપ તપે, "સોહં" પદ કરે જાપ ॥
તે મુનિવરને વંદતાં, પલકમાં જાએ પાપ ॥ ૨ ॥

॥ ઢાળ સાતમી ॥ ત્રીજે ભવ વર થાનક તપ કરી—એ દેશી ॥

પંચ વ્રતધારી છકાયના રક્ષક, પંચ ઇંદ્રી વશ કરતા ॥ ભાવે વિશુદ્ધિ પડિલેહણ કરે, કરણ વિશુદ્ધિ ધરતા રે ॥

૧. પ્રતાપ પાઠા૦

ભવિકા એહવા મુનિવર વંદો ॥ જિમ લહો પરમાણંદો રે ॥ ભ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ લોભ નિગ્રહ કરી ખંતિ સૂરા, સંજમના અધિકારી ॥ અકુશલ મન વચ કાય નિરોહે, સહે પરિસહ અતિ ભારી રે ॥ ભ૦ ॥ ૨ ॥ દેવ તિરિ નર આત્મ સમુદ્ભવ, ઉપસર્ગ સોલે સહતા ॥ સત્તાવીશ મુનિવર ગુણધારી, સમિતિ ગુપ્તિ નિરવહતા રે ॥ ભ૦ ॥ ૩ ॥ બાહ્ય અભ્યંતર તપ નિત તપતા, કઠિન કરમ ખયકારી ॥ દોષ સીયાલીસ રહિત અશન કરે, અતિક્રમ ચ્યાર નિવારી રે ॥ ભ૦ ॥ ૪ ॥ દ્રવ્યાદિક અભિગ્રહ ચઉ કરતા, ષટ્વિધ વિગયના ત્યાગી ॥ ચાર પ્રકારે સંલીનતા કારી, જ્ઞાન ધ્યાન મતિ જાગી રે ॥ ભ૦ ॥ ૫ ॥ નરના દોષ અઢાર નિવારી, દીક્ષા યોગ્યને આપે ॥ નવવિધ ભાવ લોચના કારક, કેશ લોચ ત્રિક થાપે રે ॥ ભ૦ ॥ ॥ ૬ ॥ ચઉદ અભ્યંતર ગ્રંથિ તજીને, જેહ થયા નિર્ગ્રંથા ॥ અશરણ શરણ તરણ તારણ મુનિ, ચલવે શિવપુર પંથ રે ॥ ભ૦ ॥ ૭ ॥ બહુશ્રુત તપસી લબ્ધિના ધારી, વ્રત દૂષણ પરિહારી ॥ અપ્રમત્ત ગુણઠાણંગ ધારી, મુનિ નમો જોગ સમારી રે ॥ ભ૦ ॥ ૮ ॥ વીરભદ્ર એ મુનિપદ સેવી, હોશ્યે વિદેહે જિણંદ ॥ તસ મુખ પદ્મ વચન રસ પામી, રૂપવિજય આણંદ રે ॥ ભવિકા૦ ॥૯॥

॥ કાવ્યં ॥

શ્રીતીર્થકૃત્પદવિધાયિતપસ્વિવર્ગ—વાત્સલ્યપુણ્ય—પદવીમધિગમ્ય ગમ્યક્ ॥ શ્રીવીરભદ્રસુનિવદ્વિધિના વિધેયં, સ્થાન હિ સપ્તમમિદ શિવસૌખ્યહેતુ ॥૭॥

॥ મંત્ર-ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે સાધવે યજામહે સ્વાહા ॥

## ॥ અષ્ટમ શ્રીજ્ઞાનપદ પૂજા ॥

॥ દુહા ॥

અક્ષય સુખ આધાર જે, ધ્યાન કલ્પતરુ મૂલ ॥
તરણ હેતુ શ્રુતજ્ઞાન છે, શિવ સુખને અનુકૂળ ॥૧॥
મઈ સુઅ ઓહિ મણપજ્જવા. પંચમ કેવળ નાણ ॥
ભેદ એકાવન તેહના, જપીએ થિર કરી ઝાણ ॥ ૨ ॥

॥ ઢાળ આઠમી ॥ તુ ગિયાગિરિ શિખરે સોહે—એ દેશી ॥

નાણ પદ આરાધી અપ્પા, નાણથી નિરવાણ રે ॥ નાણથી અન્નાણ નાસે, નાણ અખય નિહાણ રે ॥નાણ૦॥ ॥ ૧ ॥ શુદ્ધ જ્ઞાનાનંદી ચેતન, કર્મ કરે ચકચૂર રે ॥ મિથ્યાત્વ ઘોર અંધાર ટાલણ, જ્ઞાન અભિનવ સૂર રે ॥ ॥ નાણ૦ ॥ ૨ ॥ જ્ઞાન પૂર્વક જેહ કરણી, તે હરે સવી દુઃખ રે ॥ જ્ઞાનઅમૃત પાન કરતા, પ્રગટ ભવિ લહે સુખ રે ॥ નાણ૦ ॥ ૩ ॥ જ્ઞાન પંચમેં જેહ સદાગમ, સ્વપરભાષક તેહ રે ॥ ચઉદ ભેદે સેવિયે તે, જેમ ટળે ભવ રેહ રે ॥ નાણ૦ ॥ ૪ ॥ અગિયાર અંગ ઉપાંગ

દ્વાદશ, દશ પયન્ના સાર રે ॥ ષટ્ છેદસૂત્ર વિચિત્રરચના, મૂળ સૂત્ર જે ચ્યાર રે ॥ નાણ૦ ॥ ૫ ॥ નંદીને અનુયોગ-દ્વાર, સૂત્ર પણયાલીસ રે ॥ નિર્યુક્તિ ટીકા ભાષ્ય ચૂર્ણિ, પૂજી વિશ્વાવિશ રે ॥ નાણ૦ ॥ ૬ ॥ નાણે જાણે સ્વભાવ જગના, ભક્ષાભક્ષ વિચાર રે ॥ તત્ત્વાતત્ત્વ સ્વરૂપ જાણે, જ્ઞાનને આચાર રે ॥ નાણ૦ ॥ ૭ ॥ દ્રવ્ય ગુણ પરજાય પરિણતિ , દ્રવ્ય ષટ્કે જેહ રે ॥ જ્ઞાની જ્ઞાને સર્વ જાણે, સ્વપરભાવે અછેહ રે ॥ નાણ૦ ॥૮॥ જ્ઞાનભક્તે તીર્થપતિ-પદ, જયંતનૃપ લહી સાર રે ॥ તસ વદન પદ્મની દેશના સુણી, રૂપ લહે ભવપાર રે ॥ નાણ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

જ્ઞાનાદ્વિદંતિ ખલુ કૃત્યમકૃત્યંજાતં, જ્ઞાનાચ્ચરિતમમલં ચ સમાચરંતિ ॥ જ્ઞાનાચ્ચ ભવ્યભવિનઃ શિવમાપ્નુવંતિ, જ્ઞાનં નિદાનમખિલોત્તમશર્મ—લક્ષ્મ્યાઃ ॥ ૮ ॥

॥ મંત્ર—ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે જ્ઞાનાય યજામહે૦ ॥

## ॥ નવમ શ્રીદર્શનપદ પૂજા ॥

॥ દુહા ॥

શુદ્ધ દેવ ગુરુ ધર્મની, શ્રદ્ધા મન વચ કાય ॥
સમકિત પદ સેવીએ, જિમ સુર શિવ સુખ થાય ॥૧॥

દુવિહ ધરમનું મૂળ જે, દરશણ પરમ નિધાન ॥
તીર્થંકર પદ પ્રાપ્તિનુ, એહી જ પરમ નિદાન ॥૨॥

॥ ઢાળ નવમી ॥ જિન વચને વૈરાગીયો હો ધન્ના—એ દેશી ॥

દરશણ પદ નિરમળ કરો હો મિતા, ત્રિકરણ જોગ સમારિ ॥ ગુણ અનંતની ભૂમિકા હો મિતા, સમકિત શુદ્ધ વિચાર રે ॥ હુ વારી મિતા ॥ સમકિત ધરીએ બે ॥૧॥ સમકિત ધરીએ સોહામણુ હો મિતા, છડી દૂષણ પંચ રે ॥ હુ વારી મિતા ॥ સમકિત ધરીએ બે ॥ એ ટેક ॥ એગવિહ દુવિહ તિહાપણે હો મિતા, ચઉ પણ દશવિહ જોય ॥ શુદ્ધરીતે તે સેવતાં હો મિતા, ગુણનિધિ આતમ હોય રે ॥ હું૦ ॥ સ૦॥૨॥ કાલ કરાલે રંકને હો મિતા, દોહીલો અશન સંજોગ ॥ પંચામૃત ભોજન મીલે હો મિતા, તે તો ભાગ્યને જોગ રે॥ હું૦॥ સ૦॥ ૩ ॥ તિમ પરમાદી જીવને હો મિતા, દૂષમકાળ મોઝાર ॥ અમૃત સમ સમકિત લહી હો મિતા, મત પરમાદે હાર રે ॥ હું૦ સ૦ ॥ ૪ ॥ તરુમાં જિમ સુરતરુ વડો હો મિતા, સુરમણિ રયણ મોઝાર ॥ તિમ સઘળા ગુણમાં વડો હો મિતા, સમકિત ગુણ નિરધાર રે ॥ હુ૦ ॥ સ૦ ॥ ૫ ॥ નિશ્ચય ને વ્યવહારથી હો મિતા, એ નવિ પટ્વિધ હોય ॥ ખાય ઉપશમ ખયઉપશમે હો મિતા, તિવિહા સમકિત જોય રે ॥ હું૦॥ સ૦ ॥ ૬ ॥

જિનભગતિ ગુરુ સેવના હો મિતા, કરુણા જીવની સાર ॥ સંઘ ભગતિ તીર્થ જાત્રા હો મિતા, સમકિત નિરમળકાર રે ॥ હું૦ ॥સ૦ ॥૭॥ જંગમ થાવર તીર્થની હો મિતા, સેવના શિવસુખ મૂળ ॥ હરિવિક્રમ પરે જે કરે હો મિતા, તસ જિનપદ અનુકૂળ રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૮ ॥ જિન ઉત્તમ પદ પદ્મની હો મિતા, જે કરે ત્રિવિધે સેવ ॥ રૂપવિજય પદ સંપદા હો મિતા, લહી હોય દેવાધિદેવ રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

સકલમંગલકેલિનિકેતનં, કુમતધ્વાંતવિઘાતનભાસ્કરં ॥
શુચિતરં નિજબોધસમુદ્ભવં,ભવવિઘાતકૃતે યજ દર્શનં ॥૯॥

॥ મંત્ર—ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે દર્શનાય યજામહે૦ ॥

## ॥ દશમ શ્રીવિનયપદ પૂજા ॥

॥ દુહા ॥

મોક્ષ સાધક શુભ જોગથી, સાધન કરે શ્રીકાર ॥
ક્ષાંત્યાદિક ગુણ ગણ ભર્યો, મૈત્ર્યાદિક ભંડાર ॥ ૧ ॥
મોક્ષ વિનય મનમાં ધરે, પરિહરે સકલ પ્રમાદ ॥
વિનયવંત ગુણ ગણ ભર્યો, તજે સકલ ઉન્માદ ॥૨॥

॥ ઢાળ દશમી ॥ સંભવ જિન અવધારીએ—એ દેશી ॥

વિનય કરો ભવિયણ ભલો, વિનય તે ગુણ ગણ મૂલ

